॥ ઈડર સંસ્થાનમાં ટેક્ષબુક અને ઈનામ લાયબ્રેરી માટે મંજુર.

॥ હરિ: ૐ ॥

# ઈડર રાજ્યનો સંક્ષિપ્ત ઈતિહાસ.

મોટા ઇતિહાસ ઉપરથી સંક્ષિપ્ત


કર્તા અને પ્રકાશક

ગોપાલદાસ જેગીદાસ રાજ્ય જોષી

હિંમતનગર-રાજ્ય ઈડર.



આવૃત્તિ પહેલી : : પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૬ : : સને ૧૯૩૦

અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.




કીંમત ૦-૪-૦.

ઈડર સંસ્થાનમાં ટેક્ષબુક અને ઈનામ લાયબ્રેરી માટે મંજુર.

॥ हरिः ૐ ॥

# ઈડર રાજ્યનો સંક્ષિપ્ત ઈતિહાસ.

મોટા ઇતિહાસ ઉપરથી સંક્ષિપ્ત

કર્તા અને પ્રકાશક


ગોપાલદાસ જોગીદાસ રાજ્ય જોષી.

હિંમતનગર–રાજ્ય ઈડર.



આવૃત્તિ પહેલી : : પ્રત ૨૦૦૦

સંવત ૧૯૮૬ : : સને ૧૯૩૦

અમદાવાદ–ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.




કીંમત ૦–૪–૦.



नामदार श्री युवराज महाराजा कुमार **श्री हिमतसिंहजी** साहेब

संस्थान-ઈડર.

**રાષ્ટ્રકૂટ કુલકમલ દિવાકર નામદાર શ્રી યુવરાજ માહારાજા કુમાર શ્રી હીમતસીંહજી સાહેબ**

**સંસ્થાન ઈડર.**

**માન્યવર શ્રી યુવરાજ સાહેબ.**

આપશ્રી વિદ્યાવિલાસી ગુણગ્રાહી, ગંભીર અને
ઉદારાત્મા હોવાથી અને આ સેવક ઉપર
આપશ્રીની સંપૂર્ણ દયાભરી શુભ નજર
હોવાથી આપ નામદારશ્રીના કર-
કમળમાં આ લઘુ પુસ્તક
અર્પણ કરી
કૃતાર્થ થાઉં
છું.

આપ નામદાર શ્રીનો
શુભચિંતક સેવક
**જોશી ગોપાલ.**

# પ્રસ્તાવના.



આ રાજ્યના નિવાશીઓ પર મુલ્કના ઇતિહાસ તથા ભુગોળનું જ્ઞાન પ્રાપ્ત કરી શકતા પરંતુ પોતાના સ્વદેશના રાજ્ય કર્તાઓએ કેવા કેવા મહાન પરાક્રમો કરી રાજ્યની આબાદાની કરી હતી અને કેવા કેવા શુરવીરતાના કાર્યો કરી દેશનું રક્ષણ કર્યું હતું તેમજ આ રાજ્ય ઉપર કયા કયા વંશના રાજાઓ ક્યારે ક્યારે થયા હતા તે વીગેરે બાબતોનું જ્ઞાન સ્વતંત્ર રીતે મેળવવા સારૂ કંઇપણ સાધન ન હોવાથી તે માટે પુરેપુરી શોધ ખોળ કરી ઇડર રાજ્યનો ઇતિહાસ તથા ભૂગોળના પુસ્તકો તૈયાર કરવા મારા સદ્ગત પિતાશ્રી જોગીદાસજી ને રાજ્યથી ફરમાન થવાથી તેઓશ્રીએ અથાગ પરીશ્રમ ઉઠાવી પોતાથી બનતી મહેનતે ઘણા પુસ્તકો, શીલાલેખો, ભાટ ચારણોથી હકીકત પ્રાપ્ત કરી ઇડર રાજ્યના ઇતિહાસનું પુસ્તક મોટું તૈયાર કરેલ હતું કે જેનો પ્રથમ ભાગ મ્હારા તરફથી સને ૧૯૨૪ની સાલમાં પ્રસીદ્ધ કરવામાં આવેલ છે. ઇડર રાજ્યની ભૂગોળનું પુસ્તક તો તેઓશ્રીએ પોતાની હયાતીમાંજ બાહેર પાડેલ છે કે જ હાલ શાળાઓમાં ટેક્ષ બુક તરીકે ચાલે છે. પરંતુ ઇતિહાસનું પુસ્તક મોટું હોવાથી શાળાના વિદ્યાર્થીઓ તેનું જ્ઞાન સરળતાથી મેળવી શકે તેમ ન હોઈ સંક્ષિપ્ત ઇતિહાસ સ્કુલોમાં ટેક્ષ બુક તરીકે ચલાવી શકાય તેનું તૈયાર કરવા મને આવસ્યકતા જણાઈ અને તે માટે હાલના એજ્યુકેશનલ ઓફીસર મે. જી. આર. પલશુલે સાહેબે મને ઉત્સાહીત કર્યાથી મોટા ઇતિહાસ ઉપરથી આ ઇડર રાજ્યના સંક્ષિપ્ત ઇતિહાસનું પુસ્તક તૈયાર કરી તે પ્રસીદ્ધ કરવા નેક નામદાર શ્રી મહારાજા સાહેબ બહાદુરની આજ્ઞા

મેળવી બાદ તે પુસ્તક મે. પ્રેસીડેન્ટ સાહેબને રજુ કરવાથી તેઓ સાહેબે આ સંસ્થાનની શાળાઓમાં ટેક્ષ બુક તરીકે ચલાવવા તથા ઈનામ અને લાયબ્રેરીઓ માટે રાખવા પોતે મંજુરી આપી છે કે જે માટે હું તેઓ સાહેબનો ઋણી છું.

હું આશા રાખું છું કે આ પુસ્તક શાળાના વિદ્યાર્થીઓનેજ નહી પરંતુ અન્ય સમાજને પણ ઇતિહાસનું સારૂ જ્ઞાન પ્રાપ્ત કરવા ઉપયોગી અને પ્રીય થઇ પડશે.

જેષ્ટ શુકલ ૧૫ પૂર્ણિમા સં. ૧૯૮૬<br>તા. ૧૧ માહે જુન સને ૧૯૩૦<br>મુકામ—**હીંમતનગર.**

**ગોપાળદાસ જોગીદાસ જોશી.**



# અનુક્રમણિકા.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨૧ રાવ વિરમદેવ | ,, | ૧૬૩૫ થી ૧૬૫૩ | ૧૮ | ૧૯ |
| ૨૨ રાવ કલ્યાણમલ | ,, | ૧૬૫૩ થી ૧૭૦૦ | ૪૭ | ૨૦ |
| ૨૩ રાવ જગન્નાથ | ,, | ૧૭૦૦ થી ૧૭૧૩ | ૧૩ | ૨૧ |
| ૨૪ રાવ પુંજાજી ત્રીજા | ,, | ૧૭૧૩ થી ૧૭૧૪ | ૧ | ૨૩ |
| ૨૫ રાવ અરજણદાસ | ,, | ૧૭૧૪ થી ૧૭૧૫ | ૧ | ૨૩ |
| ૨૬ રાવ ગોપીનાથ | ,, | ૧૭૧૫ થી ૧૭૨૦ | ૫ | ૨૪ |
| ૨૭ રાવ ચંદ્રસીંહજી | ,, | ૧૭૭૪ થી ૧૭૮૩ | ૯ | ૨૫ |
| ૨૮ સરદારસીંહ | ,, | ૧૭૮૩ થી ૧૭૮૫ | ૨ | ૨૬ |
| ૨૯ અઝા પંડીત | ,, | ૧૭૮૫ થી ૧૭૮૭ | ૨ | |

## રાઠોડ વંશ.

| | | | | |
|---|---|---|---|---|
| ૩૦ મહારાજા આણંદસીંહજી સાહેબ | ,, | ૧૭૮૭ થી ૧૭૯૭ | ૧૦ | ૨૬ |
| ૩૧ ,, શીવસીંહજી સાહેબ | ,, | ૧૭૯૭ થી ૧૮૪૮ | ૫૨ | ૩૦ |
| ૩૨ ,, ભવાનસીંહજી સાહેબ | ,, | ૧૮૪૮ ફક્ત બાર દીવસ. | | ૩૧ |
| ૩૩ ,, ગંભીરસીંહજી સાહેબ | ,, | ૧૮૪૮ થી ૧૮૯૦ | ૪૨ | ૩૧ |
| ૩૪ ,, જવાનસીંહજી સાહેબ | ,, | ૧૮૯૦ થી ૧૯૨૫ | ૩૫ | ૩૩ |
| ૩૫ ,, કેશરીસીંહજી સાહેબ | ,, | ૧૯૨૫ થી ૧૯૫૭ | ૩૨ | ૩૫ |
| ૩૬ ,, કૃષ્ણસીંહજી સાહેબ | ,, | ૧૮૫૭ ફકત દોઢ માસ. | | ૩૮ |
| ૩૭ શ્રી મહારાજા પ્રતાપસીંહજી સાહેબ | ,, | ૧૯૫૮ થી ૧૯૬૭ | ૯ | ૩૮ |
| ૩૮ શ્રી મહારાજા દોલતસીંહજી સાહેબ | ,, | ૧૯૬૭ હાલ પોતે રાજ્યગાદી ઉપર બીરાજે છે. | | ૪૪ |

॥ ॐ नम शिवाय ॥

# ઈડર રાજ્યનો સંક્ષિપ્ત ઇતિહાસ

## પ્રકરણ ૧ લું.

### સામાન્ય વર્ણન.

**દેશની વ્યવસ્થા**—મુંબાઇ ઇલાકાના મહીકાંઠા એજન્સીના દેશી રાજ્યોમાં "નહાની મારવાડ" ના નામે ઓળખાતું સર્વેથી મોટું અને પહેલા વર્ગનું આ રાજ્ય છે. આ રાજ્ય પૂર્વ પશ્ચિમ ૭૨–૭૪ રેખાંશ તથા ઉત્તર દક્ષિણ ૨૩–૨૫ અક્ષાંસ વચ્ચે આવેલ છે. એનું ક્ષેત્રફળ ૧૬૬૯ ચોરસમાઇલ છે. આ રાજ્યમાં ૧૧૨૩ ગામ તથા સન ૧૯૨૧ ની સાલની વસ્તી ગણત્રી પ્રમાણે ૨૨૬૩૫૧ માણસની વસ્તી છે.

**સીમા**—આ રાજ્યની પૂર્વે મેવાડ, ડુંગરપુર અને લુણાવાડાનાં રાજ્યો તથા માલપુર તાલુકાનાં તથા પ્રાંતીજ પ્રગણાનાં ગામો આવેલાં છે.

**પશ્ચિમે**—અહમદાબાદ જીલ્લાના પ્રાંતિજ પ્રગણાનાં ગામો તથા ગાયકવાડી રાજ્યનાં પ્રગણાઓ અને દાંતા તથા શીરોહીના ગામો આવેલાં છે.

**દક્ષિણે**—વાડાશીનોર સ્ટેટ તથા અહમદાવાદ અને ખેડા જીલ્લાનાં તથા પ્રાંતીજ અને કપડવંજ પ્રગણાનાં ગામો અને ગાયકવાડી તથા માંડવા સ્ટેટ વિગેરે આવેલાં છે.

**ઉત્તરે**—મેવાડ ઉર્ફે મોટા ઉદેપુરનું રાજ્ય આવેલું છે.

**દેશનો દેખાવ**—આ રાજ્ય તથા તેની આસપાસ આવેલાં મહીકાંઠા એજન્સીનાં કેટલાંક સ્થળો જોતાં માલુમ પડી આવે છે કે, પુરાતન વખતે આ દેશ સ્મૃદ્ધિવાળો હોવો જોઇએ. કારણ કે ઠેકાણે ઠેકાણે ભભકાદાર વાવો અને કુંડો તથા જૈન અને શીવ સંપ્રદાયનાં સુંદર નકશીદાર દેહેરાંઓ આવી રહેલાં છે. તેમજ ઠેર ઠેર લીલા વૃક્ષનાં ઝુંડ તથા જાત જાતના પાક નિપજતા હોવાથી રમણીયતામાં આ દેશ ગુજરાતના બીજા ભાગોથી ઘણે દરજ્જે ચઢતો છે. આ દેશ નાહાના નાહાના ડુંગરોથી, નદીઓથી અને તળાવોથી ભરપુર હોવાથી વિશાળ બાગ સમાન સુંદર ફળદ્રુપ અને લીલોછમ લાગે છે.

સૃષ્ટિસૌંદર્યના દેખાવોમાં ઇડર સ્વસ્થાનની ભૂમિ પરિસીમાને પામેલી છે. અવલોકન કરવા આવનાર અનુભવી મુસાફરોની જુજ સંખ્યાને લીધે તે અદ્યાપી પર્યંત અપ્રસિદ્ધ રહેલી છે. સ્વસ્થાનના બધા ભાગોમાં હજુ સુધી રેલ્વે નહી થયેલી હોવાથી જોવા આવનાર મુસાફરોની સંખ્યામાં વૃદ્ધિ થતી નથી. સત્તરમી સદીના તોફાની જમાનાની યાદદાસ્તો રૂપી શીલા લેખો ઠામ ઠામ મોજુદ છે. ઇડરગઢ ઉપર જૈન લોકોનું પવિત્ર દેવળ આવેલું છે. વૃષભદેવની યાત્રાએ નીકળેલા સંઘને આ તીર્થ માર્ગમાં આવે છે અને ઇડરના તેમજ વડાલીના ઉત્સાહી જૈનો તરફથી એના સંઘનો બહુ સારો સત્કાર થાય છે. હિંદુઓનાં શામળાજી, ભવનાથ, કળનાથ ચંપેશ્વર, નારાયણેશ્વર, માહાકાળેશ્વર વીગેરે સંખ્યાબંધ પુણ્યતીર્થો આવેલાં છે. દેશની ફળદ્રુપનામાં વૃદ્ધિ કરનાર નદી—નાળાં વાંઘાં સર્વત્ર જોવામાં આવે છે. ભવિષ્યમાં હયાતીમાં આવનાર, જન સમુહને સમૃદ્ધિના શિખ્ખરે લઈ જનાર જાત જાતની કીમતી ધાતુઓ ગર્ભમાં સાચવી રાખનાર સેં-

કડો ગીરી શીખરોથી ગુર્જરી ભૂમિની અન્ય ભૂમિથી આ સ્વસ્થાનની ભૂમિ જુદી પડે છે.

**વસ્તી**—આ દેશના વતનીઓમાં મુખ્ય ભાગ ખેડુત છે અને તે મુખ્યત્વે ખેતી ઉપર ગુજરાન ચલાવે છે. આ દેશના કણબીઓમાં મુખ્ય જાતી આંજણા કણબીની છે. તેઓનો આચાર વિચાર ઘણે ભાગે રજપુતોને મળતા આવે છે. ઇતિહાસ ઉપરથી જણાઇ આવે છે કે તેઓ પ્રથમ રજપુત હતા પરંતુ પાછળથી કણબીઓ સાથે લગ્ન વ્યવહાર કરી તેઓ કણબી થયા છે.

આ દેશના પૂર્વ તથા ઉત્તરભાગમાં ડુંગરો વિશેષ છે, અને મુલક પાહાડી છે, તેમાં મુખ્ય વસ્તી ભીલ્લ તથા કોળી લોકોની છે. પશ્ચિમ તથા દક્ષિણ તરફની જમીન ઢળતી અને વિશેષ સપાટીમાં છે તેમાં કણબી લોકો ઘણા વસે છે. આ રાજ્યની વસ્તીમાં ૨ ભાગ ભીલ તથા ઠાકરડા અને કોળી લોકો છે અને ૧ ભાગ અન્ય વરણ બ્રાહ્મણ, વાણીયા, કણબી, રજપુત, રબારી, કારીગર, મુમન, વહોરા, મુસલમાન વિગેરે લોકો છે. અસલ ઇતિહાસ ઉપરથી માલુમ પડી આવે છે કે ઠાકરડા અને કોળી લોકો મુળ રજપુત વંશના હતા પરંતુ ઇડરના રાજા ભીલ સામળીઆ સોડના વખતમાં એ રજપુતોએ ભીલો સાથે લગ્ન વ્યવહાર કરવા માંડયાથી તેઓ નાતી ભ્રષ્ટ થઇ ગયા છે. તેઓ મુળ રજપુત હતા એવું તેમની હાલની કહેવાતી ચહુઆણ, રાઠોડ, જાડેચા વિગેરે જાતિઓથી સિદ્ધ થાય છે. તેમજ મુમન અને વહોરા પણ હિંદુઓમાંથી વટલાઇ મુસલમાન થયા છે એવું તેમના કેટલાક રીતરીવાજો અને ઇતિહાસ ઉપરથી જણાઇ આવે છે.

અહીંની પ્રજામાં અગાઉ ઉંચી કેળવણી બીલકુલ નહોતી પણ હાલમાં કેટલીક મુદતથી ઇડરમાં ઇંગ્રેજી હાઇસ્કૂલ છે જેને લગતી

બૉર્ડિંગ હાઉસની પણ ગોઠવણ છે, વળી તે ઉપરાંત હીમતનગરમાં મીડલ સ્કુલ તથા ગાભટ, તથા કડીયાદરામાં ઈંગ્રેજી સ્કુલો સ્થપાઈ છે. અને વડાલી, બડોલી, તથા મુટેડીમાં સંસ્કૃત પાઠશાળાઓ પ્રજાની જાતમહેનતથી ઉભી કરી છે. સામાન્ય અને ઉચ્ચ કેળવણીના ફાયદાથી પ્રજા જાગૃત થઇ છે. ધંધા માટે મુંબઇમાં જઈ રહેનાર અહીંના વતનીઓનાં બાળકો ત્યાં કેળવણી લે છે.

કેળવણીના અભાવે પ્રજાના સાંસારીક બંધારણમાં ઘણા કુચાલોએ પ્રવેશ કરેલો છે. સ્ત્રીઓમાં ખભાથી કાંડા સુધી બંગડીઓ પહેરવા માટે વાગડની ભૂમિ નજીક હોવાથી તેનો સંગદોષ લાગેલો છે. મુસલમાન બંધુઓની અવ્યવસ્થિત રાજ્ય વ્યવસ્થાએ પ્રજાનાં ખીલતાં સેંકડો બાળકોના અવયોનું ચુર્ણ કરી નાંખનાર બાળલગ્નનો રીવાજ પેદા કીધો છે. મરણ પછવાડે ઢોંગ સાથે કૂટવાના જંગલી રીવાજ માટે અહીંની સ્ત્રીઓ સૌથી વધે છે. ઠામ ઠામ ઉપદેશ વડે આવા રિવાજો દૂર કરવા અને શાસ્ત્રવત આચરણ કરવા હાલમાં પ્રશંસનીય પ્રયત્નો થતા જોવામાં આવે છે.

**આબોહવા**—આ દેશનો ઉત્તર તરફનો ભાગ પહાડી છે, તેમજ પૂર્વ તરફનો ભાગ પણ તેવોજ છે, એટલે એ તરફની હવા તન્દુરસ્તી માટે ઉત્તમ ગણાતી નથી, પણ બાકીના ભાગો તરફનાં હવા અને પાણી સારાં અને તન્દુરસ્તી વાળાં મનાય છે.

આ દેશ શીતોષ્ણ કટીબંધમાં આવેલ હોવાથી અહીંના વતનીઓ ઘણા ગોરા નથી તેમ ઘણા કાળા નથી પણ મધ્યમ અને ઘઉવર્ણના ઘણે ભાગે છે. આ દેશની હવા ગુજરાતના બીજા ભાગો જેવીજ છે ફેર માત્ર એટલો જ છે કે, ડુંગરી ભાગમાં ટાઢ બહુ પડે છે. હિંદુસ્તાનના બીજા ભાગોમાં જેવી રીતે ત્રણ રૂતુ છે તેવીજ

શીયાળુ, ઉનાળુ અને ચોમાસુ એ ત્રણ ૠતુ અહીં પણ છે.

શીયાળાની શરૂઆત નવેમ્બર માસથી, ઉનાળાની શરૂઆત એપ્રીલ માસથી અને ચોમાસાની શરૂઆત જુન માસથી થાય છે. ઉનાળામાં તાપ સખ્ત એટલે વધારેમાં વધારે ૧૧૦ ડીગ્રી સુધી પડે છે, અને ઉષ્ણ વાયુ ઘણો અને જોરથી વાય છે. મુંબાઇ ઇલાકા માટે નૈરૂત્ય ખુણાનો પવન વાય છે જેની રીતે વરસાદની મોશમ શરૂ થાય છે તેવીજ રીતે જુનની અધવચમાં આ દેશમાં પણ વરસાદની મોશમ બેસે છે, અને દરસાલ ૩૦ થી ૪૦ ઇંચ જેટલો વરસાદ થાય છે. આ દેશની પ્રતિકુળ હવાને લીધે ઘણાં જાડાં ઉંચાં અને વખાણવા લાયક કોઇ જાતનાં જાનવરો થતાં નથી, પણ વાઘ, વરૂ, સિંહ, દિપડા, ચીતરા, રીંછ, સાબર, શિયાળ, રોઝ વીગેરે જંગલી જાનવરો આ દેશના ડુંગરી ભાગમાં ઘણાં થાય છે.

**નદીઓ**—આ રાજ્યની હદમાં મુખ્ય નદીઓ પાંચ તથા નાની નદીઓ ૧૩ મળી કુલ ૧૮ નદીઓ આવેલી છે. તેમાં સાબરમતી, હાથમતી, મેશ્વો, માજમ, અને વાત્રક એ મોટી તથા રોઇ, પામરી, વાંકળ, હરણાવ, કોસંબી, ડેમોલ ઘઉઆવ, ભેસ્કા, ઇરૂ, વરાંસી, ધામણુ, ખારી, અને વેકરી એ નાની નદીઓ છે.

**રસ્તા**—આ રાજ્યના કોઇ પણ ભાગમાં ગાડાં જઇ શકતાં નથી એમ નથી પણ ઉત્તર તથા પૂર્વ ભાગ પહાડી હોવાથી ત્યાંનો વેપાર પોઠ ઉપર વધારે ચાલે છે. ઉત્તરમાં પોશીના અને દેલવાડા વચ્ચેનો રસ્તો ઘણો ખરાબ છે, તે દુરસ્ત કરી લેવામાં આવ્યો છે તેમજ સામળાજી જતાં ભેટાલીનો ઘાંટો ઘણોજ ખરાબ હતો તે તોડાવી ગાડાં ગાડીઓ વિગેરે સહેલાઇથી જઇ શકે તેવો સુંદર રસ્તો બનાવી દેવામાં આવ્યો છે. હીમતનગરથી ઇડર અને ઇડરથી ખેડ

ભીલોડા તરફ જવા માટે મોટર જઈ શકે તેવી સડક તથા ગાડા માર્ગ છે. તેમજ અહમદાવાદથી શરૂ થતી એ. પી. રેલ્વેની પ્રાંતીજ લાઇન આ રાજ્યના હીમતનગર, માધવપુરા, જાદર, ઇડર, વડાલી અને ખેડબ્રહ્મા સુધી ગયેલ છે. હાલમાં સ્ટેટના તમામ ભાગોમાં મોટર સરવીસ થયેલી છે.

**જમીન અને પેદાશ**—આ રાજ્યની જમીનનું બંધારણ ગ્રેનાઇટ (Granit) (એક જાતનો અડદીયો પત્થર) જાતના ડુંગરોમાંથી થએલ છે તેથી તેની અંદર સામાન્ય ફળદ્રુપતાના બધા તત્વો રહેલા છે. અને તેથીજ જમીન ફળદ્રુપ અને રસાળ છે. તેમાં શીયાળુ, ઉનાળુ, તથા ચોમાસુ એ ત્રણે મોસમમાં પાક સારો થાય છે જેમાં મુખ્ય પેદાશ ઘઉં, બાજરી, મકાઇ, ચણા, કોદરા, બંટી, બાવટો, જુવાર, ડાંગર, તલ, ચીણો, જવ, સરસવ, શેરડી તમામ જાતનું કઠોળ એરંડા, કપાસ, મરચાં, તંબાકુ, મેથી વીગેરે તમામ જાતનું અનાજ તથા તેલના બીઆં નિપજે છે.

આ દેશમાંથી બહાર દેશાવર ખાતે ઘઉં, ચણા, મકાઇ, તલ, કપાસ, સરસવ, ઘી વિગેરે વ્યાપાર માટે ચઢે છે અને ખાંડ, વિલાયતી કાપડ અને ત્રાંબાપીતળનાં વાસણ વિગેરેની આ દેશમાં આયાત છે.

**આમદાની**—આ રાજ્યની ખાલસા ઉપજ આસરે ૧૫૦૦૦૦૦ ની છે અને રાજ્યની કુલ ઉપજ આસરે વીસ પચીસ લાખની કહેવાય છે. મહીકાંઠા, રેવાકાંઠા, તથા સાબરકાંઠાના તાલુકદારો પાસેથી આ રાજ્યની લહેણી ખંડણી વિગેરે શ્રી દરબારહકના રૂ. ૫૨૪૮૭ દરસાલ વસુલ કરી લેવામાં આવે છે. ત્યારે રૂ. ૩૦૩૪૦ આ રાજ્યથી ઘાસદાણાના હકના વડોદરા રાજ્યને આપવામાં આવે છે.

**રાજ્યધાની તથા રાજ્યકર્તા**—આ રાજ્યની મુખ્ય રાજ-

ધાની પ્રથમ ઈડર શહેરમાં હતી પરંતુ ત્યાંનાં હવાપાણી પ્રતિકુળ માલમ પડવાથી હાલમાં રાજ્યધાનીનું મુખ્ય સ્થળ હિમતનગર રાખવામાં આવ્યું છે.

ઇડર રાજ્યના તખ્ત ઉપર મારવાડના પ્રખ્યાત મહારાજા અજીતસિંહજીના વંશજ સૂર્યવંશ મણીરાઠોડ કુળદીપક શ્રી માહારાજાધીરાજા શ્રીમાહારાજાજી શ્રી સર લેફ્ટેનેન્ટ કર્નલ શ્રી સર દૌલતસીંહજી સાહેબ બાહાદુર, નાઇટ કમાન્ડર ઓફ ધી મોસ્ટ એગ્ઝાલટેડ ઓરડર ઓફ ધી સ્ટાર ઓફ ઇન્ડીયા, બીરાજમાન છે. અને તેમના પાટવી કુમાર યુવરાજ શ્રી હીમતસીંહજી સાહેબ છે.

ઇડર રાજ્યની સ્થાપના થયા પહેલાં આ દેશ માત્ર એક જંગલની માફક તદ્દન વેરાન અને ઉજડ હતો, માત્ર જ્યાં ત્યાં છુટાંછવાયાં ભીલોનાં છાપરાં જ હતાં, ઇલ્વદુર્ગ (ઇડર) તથા તેના પહાડોમાં યોગી લોકો તપશ્ચર્યા કરવા નિમીતે પોતાના આશ્રમો કરી રહેતા હતા. આ દેશના સર્વ ભાગમાં સખ્ત ઝાડી તથા ધાડુ જંગલ હતું, અને તેમાં વાઘ, વરૂ, સીંહ, રીછ, દીપડા, ચીતરા, હરણ, સાબર વિગેરે હિંસક અને જંગલી પ્રાણીઓ ભરાઇ રહેતાં હતાં, ભીલલોકો તેમના શીકાર ઉપર ગુજરાન ચલાવતા અને સ્વતંત્ર રીતે નિર્ભયપણે રહેતા હતા. તે સિવાય કંઇપણ આ દેશમાં નહોતું.

---

## પ્રાચીન હકીકત.

આ ઇડર દેશ પ્રથમ સત્યયુગમાં "ઇલ્વદુર્ગ" ને નામે ઓળખાતો હતો. અને દ્વાપુર યુગમાં આ ઠેકાણે ઐલ્વન અને વાતાપી રાક્ષસોનું રહેઠાણ હતું. આ રાક્ષસોનો અગસ્ત ૠષીએ નાશ કર્યો હતો ત્યારપછી આ દેશ ઘણા કાળસુધી ઉજજડ રહેલો હતો.

કળીયુગનાં ૨૩૨૨ વર્ષ ગયા બાદ અને ઇસ્વીસન પૂર્વે ૨૭૪૨ વર્ષ ઉપર મહાભારતના અને જ્યારે મહારાજા યુધીષ્ટીર હસ્તિનાપુરની ગાદી ઉપર હતા ત્યારે આ ઇલ્વિદુર્ગની ગાદી ઉપર વેણીવચ્છરાજ નામે રાજા રાજ્ય કરતો હતો એટલું ભવિષ્યોતર પુરાણના નીચેના શ્લોક ઉપરથી જણાય છે.

**श्लोक.**

**श्री ईल्व दुर्गे नृप वेणीवच्छः ॥ बभूव भूपाल मणी समेव । रहीज भूमौ मघवावतार, गतेति कलौ द्विभूज अग्निनेत्र ॥**

**વેણીવચ્છરાજ**—હરીદ્વારની ઉત્તરભણી આવેલા શ્રીનગરના સૂર્યવંશી રાજા પદ્મશેનને વૃદ્ધાવસ્થા થયા છતાં પુત્ર પ્રાપ્ત નહોતો થયો તેથી એક બ્રાહ્મણની સલાહથી તેની રાણી મહેલની અગાશીમાં બેસી ઔષધીસ્નાન કરતી હતી તે ઔષધીસ્નાનથી તેનું શરીર લાલ એક માંસના લોચા જેવું દેખાતું હોવાથી એક ગરજ પક્ષી કે જે હાથીઓને પણ ઉડાવી આકાશમાં લેઇ જાય છે તેની દ્રષ્ટી રાણી ઉપર પડતાં તે તેને પંજામાં પકડી ઉડાવી લેઇ ગયો તે ઉડતાં ઉડતાં ઇડરમાં હાલ કીલ્લો છે તે કીલ્લાવાળા પહાડ ઉપર લાવી મુકી ચાંચ મારવા ઇરાદો કરતો હતો તેવામાં રાણી જાગૃત થવાથી પક્ષી તેને ત્યાંજ મુકી ઉડી ગયો. આ રાણી તે વખતે સગર્ભા હતી પછીથી તે ત્યાં પહાડમાં ફરતાં ફરતાં એક રૂષીનો આશ્રય તેને મળ્યો અને તેમના આશ્રમમાંજ તેને પુત્ર થયો. આ પુત્ર રૂષીની ગાયોના વાછરડા ચારતો તેથી તેનુ નામ વચ્છરાજ રાખવામાં આવ્યું. બાદ તેણે રૂષીની મદદથી ધીમે ધીમે ત્યાંજ વસ્તી આબાદ કરી રાજ્ય કરવા લાગ્યો.

કેટલીક મુદત બાદ તેણે બંધાવેલા કુંડમાંથી નાગકન્યા બહાર આવી તેના બગીચામાંથી પુષ્પ વીણી જતી હતી તેની વેણી (ચોટલી)

રાજાએ કાપી લીધી તેથી તે વખતથી તેનુ નામ વેણીવચ્છરાજ પડયું પછી તે નાગકન્યા સાથે પરણ્યો અને લાંબી મુદત સુધી રાજ્ય ભોગવી પછીથી તે નાગકન્યા સાથે તારણમાતાના ડુંગર ઉપર દેવીનું સ્થાન છે તેની પાસે પોલાંણમાં ઉતરી પાતાલમાં ચાલ્યો ગયો તે વખતથી લાંબી મુદત સુધી આ દેશ ઉજ્જડ રહ્યો અને પછી ભીલ લોકોના હસ્તક આ રાજ્ય ગયું.

જ્યારે ઇસ્વીસન ૫૨૪ સંવત ૫૮૦ માં વલ્લભીપુર તુટયુ ત્યારે આ ઇડર દેશની ગાદી ઉપર માંડલીક નામનો ભીલ રાજ્ય કરતો હતો.

---

## સીસોદીયા વંશ.

જે વખતે વલ્લભીપુર તુટયું તે વખતે ત્યાંનો રાજા શીલાદીત્ય છટ્ટો જે સૂર્યવંશી માહારાજા શ્રી રામચંદ્રજીના વંશનો હતો તેના ઉપર ઇસ્વીસન ૫૨૪ સંવત ૫૮૦ માં યવનો ચઢી આવ્યા અને ભારે લડાઇ થઈ તેમાં શીલાદીત્ય મરાયો આ વખતે તેની રાંણી પુષ્પાવતી આરાસુર પહાડમાં અંબાજી માતાની યાત્રાએ ગયેલી હતી ત્યાં તેને વલ્લભીપુરનો નાશ થયાની તથા શીલાદીત્યના રણમાં પડયાના સમાચાર મળ્યા તેથી તેણે ત્યાંજ સતી થવા નિશ્ચય કર્યો પરંતુ તે વખતે તે સગર્ભા હોવાથી ગર્ભનું રક્ષણ કરવા અને સંતાન થયા પછી સતી થવા લોકોએ રોકવાથી તે પહાડોની અંદર ગુફામાં સંતાઈ તેનો ગર્ભનો વખત વીતાડયો ત્યાં તેને પુત્રનો જન્મ થયો આ પુત્રને તેણે વડનગરની એક નાગર સુપાત્ર બ્રાહ્મણીને સોંપી પોતે ત્યાંજ સતી થઇ. આ કુવર ગુહામાં જન્મેલો હોવાથી તેનું નામ ગુહાદીત્ય પાડયું. આ ગુહાદીત્ય બુદ્ધિશાળી, પરાક્રમી હોવાથી

તેને ઇડરના માંડલીક ભીલ રાજાએ પોતાના હાથે તેને ઈદરની ગાદી ઉપર બેસાડયો.

ગુહાદીત્ય પછી આઠ પેઢી સુધી ઇડરની ગાદી સીસોદીયા વંશના હસ્તક રહી અને અનુક્રમે ગુહાદીત્ય, નાગાદીત્ય, ભગાદીત્ય, દેવાદીત્ય, અસાદીત્ય, ખલભોજ બીજો ગ્રહાદીત્ય અને છેલ્લો નાગાદીત્ય એ પ્રમાણે આઠ રાજાઓ થયા છેલ્લા આઠમા રાજા નાગાદીત્યને ભીલોએ દગાથી ઇસ્વીસન ૭૧૬ સંવત ૭૭૨ માં મારી નાંખી ઈદરની ગાદીનો કબજો લીધો.

આ નાગાદીત્યને બાપા રાવળ નામનો કુવર હતો. નાગાદીત્યનું ભીલોએ ખુન કર્યું તે વખતે તેની બાલવય હોવાથી તેને બચાવવા રાંણીયે એક બ્રાહ્મણને બોલાવી તેને છાંનોમાંનો કોઈ ગુપ્ત સ્થળમાં લેઇજવા સમજુત કરી પોતે સતી થઈ ગઇ. બ્રાહ્મણ તે કુંવરને લઇ ભંડેરાના કીલ્લામાં ગયો. આ કીલ્લો જાલોરથી આશરે ૧૫ માઇલના છેટે વાવ્ય ખુણામાં મારવાડમાં છે ત્યાં લેઇ જઇ એક યદુવંશી ભીલને તેની સોપ્રત કરી આ ભીલે કુંવરનું રક્ષણ કર્યું અને પારાસરના અરણ્યમાં નાગેંદ્ર શહેરમાં લાવ્યો. આ શહેર ઉદેપુરથી ઉતરે સુમારે દશ માઇલ છેટે હતું. બાપા રાવળ યોગ્ય ઉમરનો થતાં સરદારોની મદદથી મોરી રાજાને મારી ઇસ્વીસન ૭૨૮ સંવત ૭૮૪ માં ચીતોડ રાજ્ય કબજે કરી ગાદી ઉપર બેઠો તેના વંશજ હાલ પણ ઉદેપુરની ગાદી ઉપર રાજ્ય કરે છે.

---

## પઢીઆર વંશ.

ઇડરની ગાદી ભીલોના કબજામાં ગયાની હકીકત મારવાડમાં આવેલા મંડોવર શહેરના પઢીઆર રજપુતોના જાણવામાં આવ્યાથી

તેઓ ફોજ લઇ ચઢી આવી ઇડરની ગાદી કબજે કરી સુમેરસીહ નામનો રાજા રાજ્ય કરવા લાગ્યો.

દીલ્હીના છેલ્લા રજપુત રાજા પૃથ્વીરાજ ચહુવાણ અને શાહાબુદ્દીન ઘોરી વચ્ચે થાણેશ્વરના મેદાનમાં ઇસ્વીસન ૧૧૯૩ સને ૧૨૪૯ મા ભારે લડાઈ થઇ ત્યારે ઇડરનો રાજા અમરસીહ ચીતોડના રાજા રાવળ સમળસીહ સાથે પૃથ્વીરાજની મદદમાં ગયા હતા ત્યાં તે સંવત ૧૨૫૦ માં થાંણેશ્વરના મેદાનમાં મરાયા તેમણે ફકત એકજ વરસ રાજ્ય કર્યું તે પછી ફરીથી ઇડરની ગાદી ભીલોના હસ્તકમાં ગઇ.

## ભીલ વંશ.

અમરસીહ પઢીઆર પૃથ્વીરાજ ચહુઆંણની સાથે થાંણેશ્વરની લડાઇમાં ગયા તે વખતે ઇડર રાજ્યની સોંપ્રત પોતાના વિશ્વાસુ ભીલ ચાકર હાથીસોડને કરીને ગયા હતા પણ જ્યારે અમરસીહ મરાયાની વાત હાથીસોડના જાણવામાં આવી ત્યારે તે પોતે રાજ્યપદ ધારણ કરી ઇડરની ગાદી ઉપર બેસી રાજ્ય કરવા લાગ્યો.

હાથીસોડ સંવત ૧૨૫૦ માં ગાદી ઉપર બેઠો અને સંવત ૧૩૧૧માં ૬૧ વરસ રાજ્ય ભોગવી સ્વર્ગવાશ કર્યો.

હાથીસોડ પછી તેનો કુંવર શામલીયો સોડ ઇડરની ગાદી ઉપર બેઠો આ સાંમલીઓસોડ મુલથીજ કુંછંદી અને કાચા કાનનો હતો તેના વખતમાં ભીલ લોકોનુ જોર ઘણુ વધી પડયું હતું અને તેથી આ દેશમાં મારામારી તથા લુટફાટ થવા લાગી અને રાજ્યમાં ભારે અંધાધુધી ચાલવા લાગી.

પઢીયાર રાજાઓના વખતથીજ ઇડર રાજ્યનો કારોબાર નાગરો કરતા હતા. શામલીઆસોડના રાજ્યમાં પણ તેજ કુંટુમ્બના એક

વૃદ્ધકારભારી ગોવીંદરામ કરીને હતા. આ વૃદ્ધ કારભારી ઉચ્છંછલ સાંમલીઆસોડને વખતો વખત સારી સલાહ આપતા પરંતુ તે ભીલ-રાજા તેમનું કહ્યું ન કરતાં ખરાબ સોબતે ચઢી નશામાં મશગુલ રહી રાજ્યની ગેરવ્યવસ્થા ચલાવતો હતો. આ સામલીઆસોડ વિષયલંપટ હતો એક વખત કારભારીના પુત્રનું લગ્ન ઈડરમાંજ હતું તે પ્રસંગે આ ભીલ રાજાને આમંત્રણ આપવામાં આવ્યુ હતુ તેથી તે જ્યારે લગ્નના દીવસે કારભારીના ઘેર આવ્યો ત્યારે તેની દ્રસ્ટી કારભારીની આસરે તેર ચૌદ વરસની કુંવારી પુત્રી રૂપાળી ઉપર પડવાથી તે મોહાંધ થઇ લગ્નના દીવસેજ તેને પોતાના નોકરોની પાસે તેના મકાન-માંથી રાત્રીને વખતે જોર જુલમથી ઉપડાવી પોતાના રાજ્ય મહેલમાં મંગાવી લીધી. આ વાતની કારભારીને ખબર પડતાં તેણે સાંમલીયા સોડને ઘણી રીતે સમજાવ્યો પરંતુ તેણે એક પણ વાત માંની નહી છેવટે તે કન્યાને તેની સાથેજ પરણાવવાનું વચન આપી કારભારી તેને પોતાના ઘેર લાવ્યો.

આ કારભારી મહાન બુદ્ધિવાન અને વિચીક્ષણ હતો તેણે અંતઃકરણથી આ રાજાનો કોઇપણ રીતે નાશ કરવા ઈરાદો રાખી ઉપરના દીલથી ન છુટકે પોતાની કન્યાને પરણાવવા તેણે વચન આપ્યું હતું. બાદ તેણે ઘેર આવી લગ્નની ધામધુમ કરવા માંડી અને બીજી તરફ બહાર પોતાના કુટુમ્બને આમંત્રણ આપવાનુ બહાનુ કરી સાંમલીઆસોડની રજા લેઇ તે બહાર ગામ ચાલી નીકળ્યો. આ વખતે સોમીત્રામાં સોનીગજી કરીને રાઠોડ રાજા રાજ્ય કરતા હતા.

ઇસ્વીસન ૧૧૯૩ સંવત ૧૨૪૯માં શાહાબુદ્દીનઘોરીએ કનો-જના છેલ્લા રાજા જયચંદ્ર રાઠોડ ઉપર ચઢાઇ કરી તેનો મુલક કબજે કરી લીધો અને જયચંદ્રે આત્મઘાત કર્યો ત્યારે તેના વંશજ

સીહાજીના ઘણા પુત્રોમાંથી આસ્તાનજી સોનીગજી અને અજજી એ ત્રણ જણા સ્વતંત્ર રાજ્ય સંપાદન કરવા બહાર નીકળી પડયા તેમાંથી આસ્તાનજીએ મારવાડ પૈકી ખેડ કબજે કરી ત્યાં રાજ્ય-ગાદી સ્થાપી અને સોનીગજી અણહીલપુર પાટણ પોતાને મોસાળે આવ્યા ત્યાં ભીમદેવ રાજા હતો. સોનીગજી તેના ભાણેજ થતા હોવાથી કડીપ્રાંત પૈકી સોમેત્રા ગામ તેમને આપી ત્યાં તેના સરદાર બનાવ્યા હતા. અને અજજી કાઠીઆવાડ પૈકી ઓખામંડળમાં પોતાની ગાદી સ્થાપી હતી.

ઇડરનો કારભારી સોનીગજીના પરાક્રમ સાંભળી તેમને મળવા ગયો અને ત્યાં સાંમલીઆ સોડ ઉપર છુપી રીતે ચઢાઈ કરી ઇડરનો કબજો લેવા મસલત કરી પાછો ઇડર આવ્યો. બાદ લગનની ધામ-ધુમ વધારે પ્રમાણમાં કરવા લાગ્યો. અને સાંમલીઆ સોડને કોઇ જાતનો વહેમ પડવા દીધો નહી. બાદ સાંમલીઆ સોડ પાસે એકસો ઓજલ પડદાવાળી ગાડીઓ પોતાની નાગરણો ને લગ્ન પ્રસંગે વડનગરથી લાવવાનુ બહાનુ કરી ગાડીઓ મેલવી તેમાં છુપી રીતે સોનગજી રાઠોડ તથા તેમના હથીઆરબંધ માણસોને ભરી ઇડર લાવવામાં આવી.

આ તરફ લગ્નના દીવસે સાંમલીઆ સોડને તેના તમામ ભીલ કુટુમ્બ સાથે પોતાને ત્યાં આમંત્રણ કરી ખુબ દારૂ પાઇ મસ્ત કર્યા અને જ્યારે તે ભીલો બધા દારૂના નીશામાં ચકચુર થઈ બેભાન જેવી સ્થિતિ પર આવી ગયા તે વખતે કારભારીએ સોનીગજી રાઠોડને ઇસારત કરી હથીઆરબંધ માણસોને ગાડીઓમાંથી કાઢી ભીલો ઉપર તુટી પડી નાશ કરવા સમજુત કરી તે પ્રમાણે રાઠોડ સોનીગજી તેમના હથીઆરબંધ માણસો ઉપર પડી ભીલોનો નાશ કરવા લાગ્યા.

ભીલો ઉપર અચાનક હુમલો થવાથી તેમનો ઘણો ભાગ નાશ પામ્યો. સામલીઆ સોડ ત્યાંથી નાશી રાજ્યગઢ ઉપર ચઢી ગયો પરંતુ સોનીગજીએ પાછળ પડી તેને ઘાયલ કર્યો ત્યારે સાંમલીઆ સોડ મરતી વખતે પોતાના હાથે તેના રૂધીરથી સોનીગજીને રાજ્ય તિલક કર્યું. અને માગણી કરી કે જ્યારે તમારા વંશનો રાજા આ ઇડરની ગાદીએ બેસે તે વખતે "તપો સાંમલીયા સોડનુ રાજ્ય" એ પ્રમાણે બોલી ગાદી ઉપર બેસે એ પ્રમાણે કહી તે મરણ પામ્યો.

સાંમલીઆ સોડે ઘણા જણને જાગીરો આપી પોતાના સરદાર બનાવ્યા હતા તેમના વંશજો હાલ પણ આ રાજ્ય તાબામાં તેમજ એજન્સી તાબામાં જાગીરો ભોગવે છે.

---

## રાઠોડ વંશ

**રાવ સોનીગજી**—સાંમલીયા સોડ ભીલને મારી રાવ સોનીગજી ઇડરની ગાદી ઉપર સંવત ૧૩૦૨ ની સાલમાં બેઠા તેમને ઇડર રાજ્ય સંપાદન કરવામાં જે જે રજપુતોએ મદદ કરી હતી તેમને તમામને તેના બદલામાં સારી જાગીરો આપી પોતાના સરદાર બનાવ્યા. તેમના વંશજો હાલ પણ આ રાજ્ય તાબામાં તથા એજન્સી તાબામાં જાગીરો ભોગવે છે અને તેઓ ભોમીઆ કહેવાય છે, રાવ સોનીગજી સંવત ૧૩૦૨ થી ૧૩૪૦ સુધી વરસ ૩૮ રાજ્ય ભોગવ્યું.

**રાવ અભેમલ**—સોનીગજીના પુત્ર રાવ અભેમલે ફક્ત બે વરસ રાજ્ય કરી સં. ૧૩૪૨ ના રોજ મરણ પામ્યા.

**રાવ ધવલમલ**—અભેમલ પછી તેમના પુત્ર રાવ ધવલમલ ઇડરની ગાદીએ બેઠા તેમણે ૨૫ વરસ રાજ્ય ભોગવી સં. ૧૩૬૭ માં દેવલોક પામ્યા.

**રાવ લુણકરણ**—રાવ ધવલમલ પછી તેમના પુત્ર રાવ લુણકરણ સં. ૧૩૬૭ થી સં. ૧૩૮૧ સુધી ૧૪ વરસ રાજ્ય ભોગવી દેવલોક પામ્યા.

**રાવ કહેરન**—રાવ લુણકરણના પુત્ર રાવ કહેરન ઉર્ફે હરબત ઇડરની ગાદીએ બેઠા સં. ૧૪૦૨ સુધી ૨૧ વરસ રાજ્ય ભોગવી દેવલોક પામ્યા.

**રાવ રણમલ**—રાવ કહેરન પછી તેમના પુત્ર રાવ રણમલ ઇડરની ગાદીએ બેઠા હતા. રણમલ ઘણા બહાદુર યોદ્ધા હતા તેમની પાસે સારા મજબુત બાંધાના ઘણા હોશીઆર બાર જણાને ચોકીપેરા માટે રાખતા અને તે બધા રણમલ કહેવાતા. રાવ રણમલે દીલ્હીના બાદશાહની ખંડણી આપવા માટે બે ત્રણ વખત ના પાડવાથી સં. ૧૪૪૯ ઇ૦ સ૦ ૧૩૯૩ માં તથા સં. ૧૪૫૪ ઇ૦ સ૦ ૧૩૯૮માં સંવત ૧૪૫૭ ઇ૦ સ૦ ૧૪૦૧ માં ઇડર રાજ્ય ઉપર દીલ્હીના બાદશાહ મુજફરસાહ ચઢી આવ્યો હતો અને તેમાં ભારે લડાઇઓ થઇ હતી. સં. ૧૪૫૮ ઇ૦ સ૦ ૧૪૦૨ માં રાવ રણમલ અમદાવાદના સુબાને મલીજઇ બાદશાહ સાંમે મુજફીરોજખાંને બંડ ઉઠાવવાથી બાદશાહ અહમદશાહ પોતે ચઢી આવ્યો હતો અને તે વખતે પણ લડાઇ થઇ હતી આ રણમલે ઇડરના ડુંગર ઉપર એક મકાન બંધાવ્યું હતું કે જે હાલ પણ રણમલની ચોકીના નામથી ઓળખાય છે તેમ તેણે ઇડરની નજદીકમાં રણમલેશ્વર નામનું તલાવ બંધાવેલ છે. આ રણમલ પાસે નવલાખની કીંમતનો ઘોડો હતો કે એક રાતમાં બસો ગાઉની મુસાફરી કરી શકતો હતો તેમ કહેવાય છે. રાવ રણમલ સં. ૧૪૦૨ થી સં. ૧૪૬૦ સુધી ૫૮ વરસ રાજ્ય કર્યું.

**રાવ પુંજાજી**—રાવ રણમલ પછી તેમનો પુત્ર રાવ વજેમલ ઉર્ફે

રાવ પુંજો ઇડરની ગાદીએ બેઠો. રાવરણમલે માલવાના સુલતાન હુસંગ તથા ચાંપાનેરના રાવલ સાથે મલી જઇ ગુજરાતપર હલ્લો કરવા તજવીજ કરી તેની ખબર બાદશાહ અહમદશાહને થવાથી તે હુસંગ ઉપર ચઢી આવ્યો અને ભારે લડાઈ થઇ તેમાં હુસંગ હાર્યો બાદ બાદશાહ ઇડર ઉપર ચઢી આવી રાવ પુંજાને ઇડરમાંથી કાઢી મૂકી ઇડરનો કબજો કર્યો બાદ રાવ પુંજે બાદશાહને નમી જઇ ખંડણી કબુલ કર્યાથી ઇડરની ગાદી પાછી તેમને મલી.

સં. ૧૪૮૨ ઈ૦ સ૦ ૧૪૨૬ માં ફરીથી ખંડણી આપવાનું બંધ કરી બાદશાહ સામે બંડ ઉઠાવવાથી બાદશાહ રાવ પુંજા ઉપર દાબ બેસાડવા હાથમતી નદીના એક ટેકરા ઉપર વીશાળ કીલ્લો બંધાવ્યો અને ત્યાંજ અહમદનગર શહેર વસાવ્યું. આ શહેર હાલ હીમતનગરના નામે ઓળખાય છે. અને રાજ્યધાનીનુ સ્થળ છે. અહમદનગર ઇ૦ સ૦ ૧૪૨૭ અને સંવત ૧૪૮૩ માં વસાવી કીલ્લો બંધાવ્યાનુ કહેવાય છે.

રાવ પુંજાજી અહમદનગરના કીલ્લા ઉપર હુમલો કર્યો ત્યારે પાછળ બાદશાહની ફોજ પડવાથી પાછા નાશતાં હાથમતી નદીના કોતરોમાં ઘોડા સાથે પડી જવાથી મરણ પામ્યા હતા. તેમણે સં. ૧૪૮૪ સુધી ૨૪ વરસ રાજ્ય કર્યું.

**રાવ નારાયણદાસ**—રાવ પુંજાજી પછી તેમના પુત્ર રાવ નારાયણદાસ પાસેથી અહમદશાહ બાદશાહ ખંડણી બદલ રૂ. ૩૦૦૦૦) ત્રીસ હજાર આપવાની કબુલ લેઇ ગાદી સોંપી પરંતુ સરત પ્રમાણે ખંડણી ન આપવાથી અહમદશાહ ઇડર ઉપર ચઢી આવી ઇડરના કીલ્લાનો કબજો લીધો અને કીલ્લા ઉપર મસજીદ બંધાવી અને જયારે ખંડણી આપવાની જામીનગીરી આપી ત્યારે ગાદી પાછી સોંપી

રાવ નારાયણદાસ સં. ૧૫૩૮ માં ગુજરી ગયા તેમણે સં. ૧૪૮૪ થી ૧૫૩૮ સુધી ૫૪ વરસ રાજ્ય કર્યું હતું.

**રાવ ભાંણ**—રાવ નારાયણદાસને પુત્ર ન હોવાથી તેમના નાનાભાઇ ઈડરની ગાદી ઉપર બેઠા આ રાવભાંણ ઘણાજ સમજુ અને વિદ્વાન હતા તેમણે ગાદી ઉપર બેઠા પછી રાજ્યની સીમા નક્કી કરી હતી.

તેમના વખતમાં એક વખત ખંડણી માટે અહમદશાહે ચઢાઇ કરી બીજી વખત ઇ. સ. ૧૪૭૧ માં અમદાવાદના સુબા ખીજરે ચઢાઇ કરી હતી. ત્રીજી વખત મારૂરાવ કે જે દાંતાના રાંણા કાંનડદેવનો વિશ્વાસુ ખવાસ હતો તેની મદદમાં રહી બાદશાહી ફોજે ચઢાઇ કરી હતી અને તે વખતે ઇડર રાજમહેલની ઇટો હરણાવ નદી આગળ નંખાવી કે જેનું રાવભાંણે દહેરૂ સં. ૧૫૫૮ ની સાલમાં બંધાવી શાંમલાજીની મૂર્તી સ્થાપીત કરી હતી. રાવભાંણની રાણીએ સંવત ૧૫૪૫માં રાણી તલાવ કે જે ઈડરની ઉતરે છે તે બંધાવ્યું હતું તથા ઈડરના કીલ્લા ઉપર રૂડી રાણીનો માલીયો કરી મકાન છે તે સં. ૧૫૪૮ માં બંધાવેલ હતું. રાવ ભાંણે સં. ૧૫૩૮ થી સં. ૧૫૫૮ વીસ વરસ રાજ્ય કર્યું.

**રાવ સુરજમલ**—રાવ ભાંણ પછી તેનો કુંવર સુરજમલ ગાદી ઉપર બેઠો તેણે ફક્ત ૧૮ મહીનાજ રાજ્ય કર્યું.

**રાવ રાયમલ**—રાવ સુરજમલ પછી તેમના કુંવર રાવ રાયમલ ઈડરની ગાદીએ બેઠા પરંતુ તેમની બાલ્યાવસ્થાનો લાભ લઇ તેના કાકા ભીમદેવે ગાદી ઉપરથી ઉડાડી મુકી પોતે સં. ૧૫૬૬માં ગાદી ઉપર બેઠા.

**રાવ ભીમદેવ**—રાવ રાયમલને ગાદીએથી ઉઠાડી પોતે ગાદી

ઉપર બેઠા પછી અમદાવાદના સુબાની ગેરહાજરીનો લાભ લઇ સાબરમતી સુધીનો કબજો કરવા માંડયો તેમાં સુબા સાથે લડાઇ થઈ તેમાં સુબાની હાર થવાથી બાદશાહ મુજફરશાહ ઇડર ઉપર ભારે ફોજ સાથે ચઢી આવી ઇડરનો કબજો કર્યો હતો પછી રાવે બે લાખ રૂપીયા નજર કર્યા ત્યારે પાછો ઇડરનો કબજો સોંપ્યો હતો.

રાવ ભીમદેવ સં. ૧૫૬૬ થી સં ૧૫૭૧ સુધી વરસ પાંચ રાજ્ય કર્યું હતું.

**રાવ ભારમલ**—રાવ ભીમદેવ પછી તેનો કુંવર રાવ ભારમલ ઇડરની ગાદીએ બેઠો પણ રાયમલ ચીતોડ જઈ રાંણા સંગની કુંવરી સાથે પરણી તેની મદદથી ઇડરનો કબજો કર્યો પણ ભારમલે બાદશાહ પાસે જઇ અરજ કરવાથી બાદશાહની ફોજ લઇ આવી ઈડરનો કબજો પાછો કર્યો.

રાંણા સંગે એક વખત ઈડર ઉપર ચઢાઇ કરી ભારમલને નસાડી મુકયો પરંતુ પાછો લાવી તેણે ગાદી ઉપર બેસાડી તેની સાથે લઈ અહમદનગરના કીલ્લા ઉપર ચઢાઇ કરી સુબાને નસાડી મુકી કબજો કર્યો. પરંતુ ઇ. સ. ૧૫૨૦માં મુજફરશાહે ઈડર ઉપર પાછી ચઢાઈ કરી અહમદનગર કીલ્લાનો તથા ઇડરનો કબજો લીધો તેથી ભારમલ નાસી ગયો ને ૧૫૯૯ માં સરવાણ ગામમાં મરણ પામ્યો અને ઈડરની ગાદી મુસલમાન સુબાના કબજે રહી. રાવ ભારમલે સં. ૧૫૭૧ થી સં. ૧૫૯૭ સુધી ૨૮ વરસ રાજ્ય કર્યું હતું.

**રાવ પુંજો બીજો**—રાવ ભારમલના કુંવર રાવ પુંજાએ મુસલમાની અમીરોને સારી મદદ કરવાથી તેમણે ઇ. સ. ૧૫૪૪માં તેને ફોજની મદદ આપી તેથી રાવ પુંજો ફોજ લઇ ઈડરના સુબા ઉપર ચઢાઈ કરી તેને કાઢી મુકી ઇડર તથા અહમદનગરના કીલ્લાનો

કબજો કરી લીધો. રાવ પુંજો સં. ૧૫૯૯ થી ૧૬૦૮ સુધી વરસ ૯ નવ રાજ્ય કરી મરણ પામ્યો.

**રાય નારાયણદાસ**—રાવ પુંજા પછી તેનો કુંવર રાવ નારાયણદાસ ઇડરની ગાદી એ બેઠો ઇ. સ. ૧૫૭૩માં તથા ફરીથી સં. ૧૫૭૬માં રાવ નારાયણદાસે ખંડણી આપવા માટે વાંધો બતાવી બંડ ઉઠાવવાથી બાદશાહની ફોજે તેના ઉપર ચઢાઇ કરી તેને નસાડી ઇડરની રાજ્યધાની મુસલમાનોએ કબજે કરી લીધી.

રાવ નારાયણદાસનો પુત્ર રાવ વીરમદેવ ઘણો બાહોશ અને પરાક્રમી હતો તેથી તેને સાથે લઇ નારાયણદાસ દીલ્હીના બાદશાહ પાસે ગયો ત્યાં એક વખતે દીલ્હીમાં પાંજરામાંથી એક વાઘ છુટી ગયેલો તેને મારી નાખવામાં વીરમદેવે ઘણી બહાદુરી બતાવવાથી બાદશાહ ખુશી થઇ તેની માંગણી મુજબ ઇડરની ગાદી તેના પીતા નારાયણદાસને ઈ. સ. ૧૫૭૮માં પાછી સોંપી. નારાયણદાસ સં. ૧૬૦૮ થી સં. ૧૬૩૫ સુધી વરસ ૨૭ રાજ્ય કર્યું.

**રાવ વીરમદેવ**—રાવ નારાયણદાસ પછી તેનો કુંવર રાવ વીરમદેવ ઇડરની ગાદી ઉપર બેઠો. આ વીરમદેવ બહુજ બહાદુર અને ઉદાર દીલનો હતો તેણે ભાટ ચારણ વીગેરેને ખુબ નવાજેશ કરી કીર્તી મેળવી હતી. રાવ વીરમદેવ ઉદેપુરના રાંણા પ્રતાપનો ભાંણેજ થતો હતો તેણે ઘણી જાગીરો ઉપર ચઢાઇ કરી તેમને નમાવ્યા હતા. રાવ એક વખત ગુજરાતના બાદશાહનો શાહજાદો મીરઝા રેવા તટે ફરતો ફરતો ગયો હતો અને રાવ વીરમદેવ પણ તે વખતે યાત્રાએ રેવાજી ગયા હતા, ત્યાં શાહજાદા માટે લાવેલી ગાયો કસાઇઓના રાવે જબરાઇથી છોડાવવાથી તે માટે બન્ને વચ્ચે લડાઇ થઇ તેમાં શાહજાદાની હાર થઇ તેથી તેણે અમદાવાદ આવી બાદશાહ

પાસેથી મદદ લેઇ ઇડર ઉપર ચઢાઈ કરી બાદશાહની ફોજ સાંમે છ માસ સુધી ટક્કર ઝીલી પણ તે વધારે હોવાથી આખરે ત્યાંથી નાશી જવુ પડયું તેથી ઇડરનો કબજો મુસલમાનોએ કર્યો ઇડર ઉપર મુસલમાનોનો કબજો વધારે મુદત રહેવાથી છેવટે રાવે નજરાંણુ આપી ગાદી પાછી સોંપવા શાહજાદાને ઘણી રીતે સમજાવ્યો પરંતુ તેણે નહી માનવાથી છેવટે શાહજાદાને મારી નાંખવાનો વીચાર કરી તેને બંન્ને હાથથી તેનું ગળુ પકડી દબાવી શાહજાદાને લઈ બારી વાટે નીચે કુદી પડયા તેથી શાહજાદો મરણ પામ્યો. આ ખબર મુસલમાની ફોજને પડતાં તે ત્યાંથી નાશી ગઈ અને ઇડર મુલ્કનો કબજો પાછો રાવે કરી લીધો.

રાવ વીરમદેવે પોતાના ઓરમાનભાઇ રાયસીંહજીને પ્રથમ મરાવી નાંખેલ હોવાથી તેમની બહેનના મનમાં રાવ વીરમદેવજી ઉપર બહુજ રોષ હતો આ બહેન જયપુરના મહારાજા સાહેબ સાથે પરણાવેલાં હતાં. જ્યારે રાવ વીરમદેવ કાશીની યાત્રાએ ગયા હતા ત્યારે તેમને પાછા ફરતાં જયપુરમાં મહેમાન તરીકે બોલાવી બહેને ઘણી ખાતર તવજ્જો કરી અને સારો પ્રેમ દેખાડયો પરંતુ અંતઃકરણથી પોતાના ભાઈ માટે દાજ હોવાથી રાવ વીરમદેવને રવાના થતી વખત ઝેરથી તૈયાર કરાવેલો પોશાક ભેટ કર્યો આ પોશાક લઇ રાવ ઇડર આવવા રવાના થયા અને જ્યારે ભીલોડા મુકામે આવ્યા ત્યારે તે પોશાક પહેરવાની ઇચ્છા થઇ અને પોશાક પહેર્યો કે તુરતજ તેની એકદમ અસર થઇ રાવ મરણ પામ્યા. આ રાવ વીરમદેવને ભીલોડાના દરવાજાની બહાર ટેકરી ઉપર અગ્ની સંસ્કાર કરવામાં આવ્યો.

**રાવ કલ્યાણમલ**—રાવ વીરમદેવને કંઇ સંતાન નહોતું તેથી રાવ નારાયણદાસના પાંચ કુંવર ગોપાલદાસ, કલ્યાણમલ,

કેશવદાસ, શામલદાસ અને પ્રતાપસીંહ એ રાવ વીરમદેવના મૃત્યુ વખતે હયાત હતા તેથી રાવ વીરમદેવ પછી ગોપાલદાસ હકદાર હોવાથી તેમને ગાદી ઉપર બેસાડવાનુ નક્કી કર્યું. પરંતુ તે મુહુર્તના દીવસે પોશાક પહેરવામાં અને પહેરવામાંજ વખત વીતાડી દેવા લાગ્યાથી અને તેમના નાના ભાઇ કલ્યાણમલ ઉદેપુરથી તે વખતે આવી પહોંચવાથી બધાએ મળી મૂહુર્તના ટાઇમે તેમને ગાદી ઉપર બેસાડી દીધા તેથી ગોપાલદાસ નાસી દીલ્હી જઈ બાદશાહની ફોજ લેઇ ઇડર ઉપર ચઢી આવતાં રસ્તામાં માંડવા ગામ મારી પોતાને તાબે કરી લેવાથી માંડવાનો લાલમીયાં ગોપાલસીંહની ફોજ આગળ રવાના થયા પછી પાછળથી આવી અચાનક હલ્લો કરવાથી તેમાં ગોપાલસીહના કેટલાક માણસો સાથે તે પોતે મરણ પામ્યા આ ગોપાલસીહના કુંવર અજબસીહ તથા હરીસીંહ કરીને બે જણા હતા તેમણે વલાસણ. ગામ વસાવ્યું અને આસપાસનો મુલકદબાવી પોતાને કબજે કર્યો અને બન્ને ભાઇઓએ બે ભાગે જાગીર વહેચી લીધી તે વલાસણાનો નાનો તથા મોટો ગીરાસ કહેવાય છે. વલા-સણા સને ૧૬૬૫ માં વસાવ્યાનું જણાય છે.

રાવકલ્યાણમલે શરૂઆતમાં પાનરવા, પાહાડા, જવાસ, જુડા, પાટીઆ, વલેચા અને બીજા પ્રગણાઓ મેવાડ દરબારે પોતાના તાબે કરી લીધા હતા તે લડીને પાછા પોતાને કબજે કર્યા અને તરસંગમા ઉપર ચઢાઈ કરી તેનો કબજો કર્યો હતો.

આ રાવ કલ્યાણમલ સંવત ૧૬૫૩ થી ૧૭૦૦ સુધી લગભગ ૪૭ વરસ રાજ્ય કરી દેવલોક પામ્યા.

**રાવ જગન્નાથ**—રાવ કલ્યાણમલ પછી તેમના પુત્ર રાવ જગન્નાથ સં. ૧૭૦૦ માં ઇડરની ગાદીએ બેઠા.

રાવ સોનીગજીએ ઈડર રાજ્યનો કબજો કર્યો ત્યારથી તે રાવ કલ્યાણમલના વખત સુધી મહીકાંઠાનો આખો પ્રદેશ તથા કપડવંજ, વીજાપુર, વીસનગર, અને ખેરાલુ વીગેરે પ્રગણાઓ કે જે હાલ ગાયકવાડ સરકારના તાબામાં છે તે પ્રગણા તથા ઉત્તર તરફ મેવાડ સુધી અને પૂર્વે ડુંગરપુર સુધીનો મુલક ઇડર રાજ્યના કબજે હતો અને તે વખતે ઇડર રાજયની કુલ્લ ઉપજ લગભગ ચાલીસ લાખ રૂપીયાની હતી. આ વખતે તલ ઈડરની વસ્તી ૫૦ પચાસ હજાર ઘરની હતી જેમાં મુખ્ય વસ્તી નાગર બ્રાહ્મણોની હતી અને તેમના ઘર લગભગ ૧૭ હજાર ઉપરાંત હતા. તે શીવાય બીજી અન્ય વર્ણની વસ્તી હતી. તે વખતે આ દેશ ધન ધાન્યથી ભરપુર ઉતમ રીતે આબાદ હતો.

આ રાવ જગન્નાથ સ્વભાવનો ઘણોજ ક્રુર સ્રીલંપટ અને હદ ઉપરાંત લોભી હોવાથી તેના વખતમાં વસ્તી કંટાળી જઈ ઈડરથી નાશી જવા લાગી હતી અને રાજ્યની ઉપજ પણ ઘટી ગઇ હતી.

ઇડર ઉપરની ખંડણી અમદાવાદના સુબાને ત્યાં ભરવામાં આવતી તે માટે વડોદરાનો વૈતાલ નામનો ભાટ જેને બાદશાહ તરફથી રાવનો ખીનાબ હતો તે ખંડણી માટે જામીન થતો હતો અને તે પોતાની પાસેથી ખંડણી વસુલ ભરી પછી ધીમે ધીમે ઇડરના રાવ પાસેથી વસુલ લેતો આથી ભાટનુ ઘણુ લેણુ ઇડર પાસે થઇ ગયુ હતુ તેથી તે ડુબાવવાની ખાતર એક વખતે વૈતાલ ભાટ ઉપર દાશી ઉપર બળાત્કાર કર્યાનો આરોપ મુકી તેને ઇડરમાંથી કાઢી મૂકયો તેનો બદલો લેવા માટે બારોટે દીલ્હી જઈ બાદશાહને અરજ કરી, શાહજાદા મુરાદ સાથે પાંચ હજાર સ્વારો

લેઇ ઇડર ઉપર ચઢાઇ કરી રાવને નસાડી મુકી ઇડરનો કબજો કરી લીધો તેથી રાવ નાસી પોલોમાં ચાલી ગયા ત્યાંજ સંવત ૧૭૧૩ માં મરણ પામ્યા.

**રાવ પુંજાજી ત્રીજા**—રાવ જગન્નાથના કુંવર રાવ પુંજાજી મુસલમાનો ઉપર બહારવટે નીકળ્યા, બાદ દીલ્હી જઇ બાદશાહ પાસે નોકર રહી તેમને ખુશી કરી ઈડરની ગાદી સોંપવા હુકમ કરાવ્યો પરંતુ જયપુરના રાજાનુ રાવ વીરમદેવ ઉપર વેર હતુ તે યાદ કરી બાદશાહને ઉંધુ સમજાવી રાવપુંજાને પકડવા હુકમ કર્યો તેથી તે ત્યાંથી નાશી પોતાના મોસાળ ઉદેપુર ગયા અને ત્યાં જઇ રાણાજીની મદદ લેઇ ઈડર ઉપર ચઢી આવી ઇડરના સુબા સૈયદ હાથા પાસેથી સં. ૧૭૧૪ અને સને ૧૬૫૮ માં ઈડરનો કબજો કરી લીધો.

રાવપુંજાને અરજણદાસ નામનો એક નાનો ભાઇ હતો તેણે રાજ્ય તૃષ્ણા થતાં લોભને વશ થઇ થોડી મુદત બાદ રાવ પુંજાને ઝેર દઇ દગાથી મારી નાંખી પોતે ઈડરની ગાદી ઉપર બેઠો. રાવ પુંજાએ ફકત એકજ વર્ષ રાજ્ય કર્યું હતું.

**રાવ અરજણદાસ**—રાવ અરજણદાસને ગાદીએ બેઠાને એક વર્ષ પણ પુરૂ ન થયું તેવામાં સરદાર હાથો દીલ્હી જઇ બાદશાહની ફોજ લઈ ઈડર મુલક કબજે કરી લીધો આથી રાવ નાસી ધામોદની નાલમાં જઈ રહ્યા.

રાવ ધામોદ હતા તે વખતે દેવલીયા પરતાપગઢના, વાંસવાડાનો તથા લુણાવાડા અને ડુંગરપુરના એ ચાર રાજકુમારો અમદાવાદથી પોતાના રાજ્યમાં જતા હતા તેમની પાસે પાંચ હજાર ઘોડેસ્વારની ફોજ હતી તેથી રાવે ઈડરનો કબજો અપાવવા માંગણી કર્યાથી

તેઓ મળી પ્રથમ રણાસણ ઉપર ચઢાઈ કરી પરંતુ ત્યાં બધા રેવરો ભેગા થઇ સામનો કર્યો તેમાં રાવ અરજણદાસ તથા ચારે રાજકુમારો ફોજના આગળ હોવાથી તેમાં રાવ અરજણદાસ તથા દેવલીયા પરતાપગઢ, લુણાવાડા અને ડુંગરપુરના રાજકુમારોને ગોળીઓ વાગવાથી તેઓ તુરતજ મરણ પામ્યા અને વાંશવાડાનો રાજકુમાર તેમની લાશો તથા ફોજ લઈ નાસી ધામોદ ગયો અને ત્યાં લાશોને અગ્ની સંસ્કાર કર્યો.

અરજણદાસનો કુંવર પાંચ વરસનો નાનો હતો તેને વાંસવાડા કુંવર વાંસવાડે લઇ ગયા ત્યાં તેમના જીવક માટે ટુટીઆ બલ પટ્ટો કાઢી આપ્યો કે જે હાલ પણ તેમના વંશજના કબજામાં છે. રાવ અરજણદાસ સં. ૧૭૧૪ થી સં. ૧૭૧૫ સુધી એક વરસ રાજ્ય કર્યું.

**રાવ ગોપીનાથ**—રાવ અરજણદાસના મરણ પછી રાવ જગન્નાથનો ભાઇ ગોપીનાથ મુસલમાનો ઉપર બહારવટે નીકળ્યો અને લુટફાટ કરવા લાગ્યો તેથી સૈયદ હાથાએ બારોટોને વચ્ચે રાખી સમાધાન કરી રાવ ગોપીનાથને જીવારકનો બંદોબસ્ત કરી આપ્યો પરંતુ તેથી સૈયદ હાથાના વખત સુધી રાવે જીવકમાં ગુજરાન કર્યો પરંતુ સૈયદ હાથાની બદલી થઇ કમાલખાંન નામે સુબો આવવાથી અને તે આળસુ તથા વ્યસની હોવાથી તેનો લાભ લઈ રાવ ગોપીનાથે ફોજ એકઠી કરી ઈડર મુલકનો કબજો કરી લીધો.

પરંતુ રણાસણ ઠાકોરે રાવ ગોપીદાસના ભાઇ અરજણદાસને મારી નાંખેલ હોવાથી તેના મનમાં ધાસ્તી લાગી કે પોતાના ભાઇનુ વેર વાળવા રાવ સતાવશે તેથી તે ગુજરાતના બાદશાહ પાસે જઇ ઉલટુ સુલટુ સમજાવી ગુજરાતના સુબાની ફોજ લેઈ ઇડર ઉપર ચઢાઇ કરી તેથી રાવ ઈડરમાંથી નાશી જઇ કલનાથ મહાદેવના

મંદીરમાં સંતાઇ ગયો અને ત્યાંજ અફીણ વગર મરણ પામ્યો અને ઇડર ઉપર બાદશાહનો સુબો હકુમત ભોગવવા લાગ્યો.

રાવ ગોપીનાથ પાંચ વરસ રાજ્ય કરી સંવત ૧૬૨૦ માં મરણ પામ્યા.

**રાવ ચંદ્રસીહજી**—રાવ ગોપીનાથના કુટુમ્બના તમામ માણસો સરવાણ ગામે જઇ રહ્યા તેમાં રાવનો કુંવર કરણસીહ જીવતાં સુધી સરવાણમાંજ રહ્યા તેણે ગાદી મેળવવા યત્ન કર્યો નહી. કરણસીહને કુવર ચાંદા અને ચંદ્રસીહ નામે બે કુવર હલવદવાળી રાંણીને થયા અને દાંતાવાલી રાંણીને માધવસીહ નામનો કુવર થયો. માધવસીહને અડેરણ ગામ જીવકમાં મળ્યુ તેથી તે ત્યાંજ રહ્યા અને મોટા થયા પછી બાદશાહની ફોજ સાથે લડી વેરાવર પટ્ટો દબાવી ત્યાં ગાદી સ્થાપી તેમના વંશજો હાલ પણ ત્યાંજ જાગીર ભોગવે છે.

કરણસીહનો મોટા પુત્ર ચાંદસીહ સરવાણ ગામે મોટા થયો, ત્યારે તેને તેના સબંધી પૈકી રાવમાન તથા ગોવીંદ રાઠોડ મળ્યા અને તેમની મદદથી સં. ૧૭૭૪ ઇ. સ. ૧૭૧૮ માં મુસલમાન કીલોદારને કાઢી મુકી ઇડરની ગાદી કબજે કરી.

આ રાવચંદ્રસીહ ઘણાજ બીકણ અને ધાબરા દીલના હતા. તેઓ રાજ્યકાર્યથી કંટાળી ગયા હતા તેથી તેઓ વલાસણા ઠાકોર સરદારસીહને રાજ્યકારભાર સોંપી પાટીએ ગયા અને ત્યાંથી તેઓ પોળોના પઢીઆર રાવની કુંવરી સાથે પરણેલા હોવાથી પોળો જઇ ત્યાંથી કાશીએ જવાનુ બહાનુ કાઢી તેમના સસરા પોળોના રાવને સરસાઉ ગામે બોલાવી તેમને તથા તેમના માણસોને દારૂ પાઇ મારી નાખી સંવત ૧૭૮૩ માં પોળોની ગાદી ઉપર બેઠા. તેમના વંશજો હાલ પણ પોળોની ગાદી ઉપર છે.

**સરદારસીહ**—રાવ ચાંદાના ગયા બાદ થોડી મુદત રાવના નામથી ઇડરનો કારભાર સરદારસીહે ચલાવ્યો પરંતુ પછીથી તે ઇડરની ગાદી ઉપર બેસી સ્વતંત્ર પણે રાજ્ય ચલાવવા લાગ્યો. પાછળથી તેના કારભારી વડોદરાના બછા પંડીતે ઇડરના કસ્બાનીઓ સાથે મલી જઈ સરદારસીહને મારી નાખવાનો નિશ્ચય કર્યો. આ વાતની ખબર સરદારસીહને પડવાથી તે ત્યાંથી નાસી વલાસણે ચાલ્યો ગયો.

ઇડર ઉપર સરદારસીહનો અમલ સંવત ૧૭૮૩ થી સંવત ૧૭૮૫ સુધી બે વરસ રહ્યો બાદ બછો પંડીત અહમદાવાદના બાદશાહના સુબાને ભારે નજરાણું આપી ઇડરનો કારભાર પોતાના નામથી ચલાવવા લાગ્યા.

**બછો પંડીત**—બછો પંડીતના સલાહકાર કસ્બાતીઓ થઇ પડયા અને તેઓ દેસાઇઓને હેરાન કરવા માંડયા તેથી દેસાઇઓ ઈડરની ગાદીએ લાયક રાજાને બેસાડવા નિશ્ચય કર્યો પછી જોધપુરના પ્રખ્યાત મહારાજા અજીતસીંજીહના પુત્ર માહારાજા આણંદસીહજી જેઓ વખે નીકળેલા હતા તેમને પોશીનાની નાલમાં મળ્યા અને અરજ કરી પછી મહારાજા આણંદસીહજી ઇડર ઉપર ચઢાઈ કરી બછા પંડીતને કાઢી મુકી સંવત ૧૭૮૭ ની સાલમાં ઇડરની ગાદીએ બીરાજ્યા.



## રાઠોડ વંશ.

**માહારાજા આણંદસીહજી**—જોધપુરના પ્રખ્યાત માહારાજા અજીતસીહજી ઘણાજ શુરવીર, ધર્મચુસ્ત તથા પરાક્રમી હતા. તેમને મુસલમાનોથી લડવાના ઘણા પ્રસંગો આવ્યા હતા, માહારાજા અજીતસીહજીએ દીલ્હીમાં સાત શાહજાદાઓને ગાદી ઉપર બેસાડી ઉઠાડી

મુકયા હતા વળી તેમણે દીલ્હી માંહેની કેટલીક મસજીદો પડાવી નાંખી હીંદુ દેવળોની સ્થાપના કરી હતી. દીલ્હીના બાદશાહ માહારાજા અજીતસીહજીથી ઘણા ડરતા હતા તેથી તેમને મરાવી નાંખવાના પ્રયત્ન કરતા હતા. એક વખતે માહારાજા અજીતસીહજીના જેષ્ટ પુત્ર અભેસીહજી કે જેઓ દીલ્હીમાં બાદશાહ પાસે નોકરીમાં હતા તેમને ઉંધુ ચતુ સમજાવી તેમના નાના ભાઇ વખતસીહજી ઉપર કાગળ લખાવી માહારાજા અજીતસીહજીને મરાવી નાંખ્યા હતા.

માહારાજા અજીતસીહજી દેવલોક પામ્યા ત્યારે તેમને અભેસીહજી, વખતસીહજી, આણંદસીહજી, રાયસીહજી તથા કીશોરસીહજી એ પ્રમાણે પાંચ કુવરો હતા તેમાંથી અભેસીહજી જોધપુરની ગાદીએ બીરાજ્યા.

માહારાજા આણંદસીહજી તથા રાયસીહજી અને કીસોરસીહજી એ ત્રણે કુંવરોને રાણી ચોવાણજી તથા ભાટીયાંણીજી એ સતી થવા નીકળ્યા ત્યારે પોતાની સાથે લીધા અને સતી થતી વખતે રોઇચાના ચહુવાણ માંનસીહજી કે જે માહારાજા આણંદસીહજીના મામા થતા હતા તેમને તથા કુંવર જોરાવરસીહજી અને દેવીદાસજી વીગેરે જે સરદારો હાજર હતા તેમને ત્રણે કુંવરોને સોંપ્રત કરી સતી થઇ.

નાના કુવરોને માહારાજા સાહેબ મારી નાખશે તે ડરથી આ ત્રણ કુવરોને લેઈ સરદારો બહારવટે નીકળ્યા અને મારવાડના મુલકમાં લુટફાટ ઘણી કરવા લાગ્યા. માહારાજા અભેસીહજીએ તેમને પકડવા ઘણા ઘણા પ્રયત્નો કર્યા તેમાં ઘણીવાર માહારાજાની ફોજ સાથે લડાઇઓ થઇ પરંતુ તેઓ હાથ આવ્યા નહી અને દીવસે દીવસે વધારેને વધારે લુટફાટ કરી તેમને સતાવવા લાગ્યા.

જ્યારે મહમદ બાદશાહે માહારાજા અજીતસીહજીને મરાવી નાંખવા અભેસીહજી પાસેથી કાગળ લખાવ્યો હતો ત્યારે તે કામના બદલામાં

જોધપુર અને ઇડર રાજ્યના નવ મહોરા અભેસીહજીના નામે તથા નાગોરના નવ મહોરા વખતસીહજીના નામે લખી આપવા બાદશાહે વચન આપેલ હતું તેથી માહારાજા અભેસીહજીએ તે વચન મુજબના જોધપુર ઇડર અને નાગોરના નવ મહોરા દીલ્હીથી લખાવી મંગાવી લીધા, જ્યારે માહારાજા આણંદસીહજી વીગેરે તરફથી મારવાડ મુલકમાં ઘણી લુટફાટ થવાથી અને કીલ્લાઓ કબજે કરતા હોવાથી આખરે તેમને ઠાળે પાડવા સારૂ બીજા સરદારો વીગેરેની સલાહથી માહારાજા અભેસીહજીએ ઇડર રાજ્યના નવ મહોરા માહારાજા આણંદસીંહજી તરફ મોકલ્યા. આ વખતે માહારાજા આણંદસીહજી આડાવલે ડુંગરોમાં હતા તેથી ઇડર રાજ્યનો કબજો કરવા વીચાર રાખ્યો.

આ બાજુ ઇડરમાં બાદશાહ મુરાદ તરફથી ઇડરની સુબેદારી ઉપર બછો પંડીત હતો અને તેના વખતમાં કસ્બાનીઓનુ જોર વધારે હતું અને દેશાઇઓની પડતી હતી તેથી તેઓ સંવત ૧૭૮૫ ઇ૦ સ. ૧૭૨૯ માં ઉદાવત લાલસીહ કે જે બોરસદના નવાબની નોકરીમાંથી પોતાના વતન મારવાડ જતાં રસ્તામાં ઇડરમાં મુકામ કર્યો હતો તેમને મળી ઈડર કબજે કરવા કહ્યુ હતુ તેમણે તે બાબતની ના પાડી. માહારાજા આણંદસીહજીને લાવવા કહેવાથી દેશાઇઓ લાલસીહ સાથે આડાવળે આવી માહારાજા આણંદસીહજીને મળ્યા અને અરજ કરી.

માહારાજા આણંદસીહજીનો તો પ્રથમથીજ ઈડર આવવાનો વીચાર હોવાથી પછી તેઓ બધાને સાથે લઈ પોતે ઈડર આવ્યા. આ વખતે પોતાની પાસે ચહુવાંણ માનસીહ, જોધા મોકમસીહ, અદેરામજી, કુંપાવત અમરસીહ, ચહુવાંણ જોરાવરમલ ચાંપવત સવાઇસીંહ ચાંપવત માંનસીંહ ચાંપાવત પ્રતાપસીંહ ચાંપાવત જીવણસીહ વીગેરે સરદારો હતા અને રોહીડા મુકામથી આગલોડના હાથીજી અરજણસીહજી

તથા માંણુસાના ચાવડા પરતાપસીહ તથા પેથાપુરના:વખતસીહ પણ સામેલ થયા.

માહારાજા આણંદસીહજીના નાના ભાઇ કીશોરસીહજીએ ભાઇઓ સાથે રહેવાનુ પસંદ ન કરી સ્વતંત્ર જાગીર સંપાદન કરવા સારૂ રજા લેઇ છુટા પડી પોતાના મોસાળે ગયા ત્યાં ફોજ એકઠી કરી. ગોડ લોકો સાથે લડાઇ કરી રાજગઢ રાજ્ય કબજે કરી રાજ્ય કરવા લાગ્યા તેમના વંશજો હજુ પણ ત્યાં રાજ કરે છે.

માહારાજા આણંદસીહજીને ઘણી ફોજના જમાવ.સાથે આવતા જોઇ બછો પંડીત બીકથી નાશી ગયો એટલે સંવત ૧૭૮૭ સને ૧૭૩૧ ના ફાગણ સુદી ૭ ના રોજ માહારાજા આણંદસીહજી ઇડરનો કબજો કરી પોતે ઇડરની ગાદી ઉપર બીરાજ્યા.

માહારાજા આણંદસીહજીના રાજ્ય અમલમાં ઇડર રાજ્ય તાબામાં ઇડર, અહમદનગર, મોડાસા, બાયડ, હરસોલ, પ્રાંતીજ અને વીજાપુર એ રીતે સાત મહાલો હતા.

માહારાજા આણંદસીહજીને ગાદી બીરાજ્યાને બે વરસ થયા બાદ બોરસદના નવાબના રાજ્યમાં ગાયકવાડી પગ પેસારો કરવાથી માહારાજા રાયસીહજીને ફોજ લઈ બોરસદ નવાબની મદદે મોકલ્યા. તેમ બીજા ઘણા સરદારો પણ રાયસીહજી સાથે ગયા હતા તેથી માહારાજાની પાસે ફોજ થોડી હતી, આ તકનો લાભ લેઈ રહેવરોએ પોળોના રાવની ફોજની મદદથી ઇડરના કસ્બાતીઓને ફોડી ઇડર ઉપર હલ્લો કર્યો. આ વખતે માહારાજા આણંદસીહજી પાસે ફોજ ન હોવાથી પોતે કીલ્લો છોડી પોતાના કુવર સીવસીહજીને તથા રાંણીઓ વીગેરે કુટુંબને રોહીડા તરફ રવાના કરી પોતે ઘાંટીના દરવાજા તરફ થોડાક સવારો સાથે નીકળી પડયા. પરંતુ ત્યાં રહેવર સ્વારોની ટુકડી

સાથે ભેટો થતાં તેમાં પોતાને ઘણા જખમ થયા અને તેથી ઘાંટીના દરવાજા પાસે "આસાડાભી"ની વાવ છે ત્યાંજ પોતે સ્વર્ગવાસ કર્યો અને ઈડરનો કબજો રહેવરોએ રાવ સાથે મળી કરી લીધો.

આ ખબર માહારાજા રાયસીહજીને ભોરસદમાં મળ્યા તેથી તેઓ ઘણા દીલગીર થયા બાદ પોતે ત્યાંથી રવાના થઇ બીજા જાગીરદારો, તથા કસ્બાતીઓને ફોડી, મારવાડીઓ તથા મરાઠાઓ ભીલો વીગેરેની મદદ લઇ ઇડર ઉપર હલ્લો કર્યો અને તેમાં ઘણા રહેવરો તથા કસ્બાતીઓને મારી નાખી ઇડરનો ફરીથી કબજો કર્યો અને માહારાજા આણંદસીહજીના કુવર સીવસીહજીને તથા બીજા કુટુંબને રોહીડાથી ઇડર બોલાવી લઇ કુવર સીવસીહજીને ઇડરની ગાદી ઉપર બેસાડી તેમની નાની વયના લીધે માહારાજા રાયસીહજી કારભાર ચલાવવા લાગ્યા.

**માહારાજા સીવસીહજી**—માહારાજા સીવસીહજીનો જન્મ સંવત ૧૭૯૧ માં થયો હતો અને તેઓ ફક્ત ૭ વરસની ઉમરમાંજ ગાદી ઉપર બીરાજ્યા હતા.

માહારાજા આણંદસીહજી અને રાયસીહજી માહારાજા અજીત-સીહજીના સ્વર્ગવાસ પછી જોધપુરથી વખે નીકળ્યા ત્યારથી તે ઈડરનુ રાજ્ય સંપાદન કર્યું ત્યાંસુધીમાં જે જે સરદારો અને રજપુતોએ નોકરી ઉઠાવી હતી તેના બદલામાં જીવારક માટે યોગ્ય પટ્ટા તથા ગામો માહા-રાજા આણંદસીહજીનો સ્વર્ગવાસ થયાથી અપાઈ શકયા નહોતા તેથી સંવત ૧૭૯૭ ઇ. સ. ૧૭૪૧ માં.

૧ ચાંદરણી પટો—ચાંપાવત સવાઇસીહને.

૨ મુડેટી પટો—ચુવાંણ માંનસીહને.

૩ મહુનો પટો—ચાંપાવત પ્રતાપસીહને.

૪ ગાંઠીઓલ પટો—જેતાવત અદેસીહને.
૫ ટીટોઇ પટો—કુંપાવત અમરસીહને.
૬ વડીઆવીર પટો—કુંપાવત બાહદરસીહને.
૭ મેઢાસણ પટો—જોધા ઇદ્રસીહને.
૮ ભાંણપુર પટો—ઉદાવત લાલસીહને.

એ રીતે આઠ પટા ચાંપાવત સવાઇસીહ ચહુવાંણ માનસીહ વીગેરે આઠ સરદારોને તેમની લાયકાત મુજબ નોકરી કરવાની શરતે આપવામાં આવ્યા હતા. માહારાજા રાયસીહજીએ રાયગઢમાં તથા મોડાસામાં કીલ્લા બંધાવ્યા હતા. અને પોતે પોતાના કબીલા સાથે રાયગઢમાં રહેતા હતા. માહારાજા રાયસીહજીનો સ્વર્ગવાસ સંવત ૧૮૦૬ માં રાયગઢ મુકામે થયો હતો.

માહારાજા સીવસીહજી ઇડરની ગાદી ઉપર પર વરસ રાજ્ય કરી સંવત ૧૮૪૮ ની સાલમાં દેવલોક પામ્યા. તેમની પછી તેમના મોટા કુવર ભવાનસીહજી ઇડરની ગાદી ઉપર બીરાજ્યા.

માહારાજા શીવસીહજીને ૧ ભવાનસીહજી, ૨ સંગ્રામસીહજી, ૩ જાલમસીહજી, ૪ અમરસીહજી, અને ૫ ઇદ્રસીહજી એ રીતે પાંચ કુવરો હતા.

**માહારાજા ભવાનસીંહજી**—માહરાજા ભવાનસીંહજીનો જન્મ સંવત ૧૮૧૨ની સાલમાં થયો હતો અને સંવન ૧૮૪૮ની સાલમાં ૩૬ વરસની ઉમરે ગાદી ઉપર બીરાજ્યા હતા પરંતુ બીમારીના સબબે ફક્ત બાર દીવસજ રાજ્ય કરી દેવ લોક પામવાથી તેમના પાટવી કુંવર ગંભીરસીહજી ઇડરની ગાદીએ બેઠા.

**માહારાજા ગંભીરસીંહજી**—માહારાજા ગંભીરસીહજીનો જન્મ સંવત ૧૮૩૫ ઈ. સ ૧૭૭૯ની સાલમાં થયો હતો અને સંવત

૧૮૪૮ ના ફાગણ વદી ૧૧ ના રોજ ૧૩ વરસની ઉમરે ઈડરની ગાદી ઉપર બેઠા.

માહારાજ સંગ્રામસીંહજી, મહારાજ જાલમસીહજી અને માહારાજ અમરસીહજી એ ત્રણે ભાઇઓ ઈડરથી નીકળ્યા તેમાં સંગ્રામસીહજીએ અમનગરમાં અને જાલમસીહજીએ મોડાસામાં તથા અમરસીહજીએ બાયડમાં જઈ પોતાની ગાદી જમાવી રાજ્ય કરવા લાગ્યા, ચોથા ભાઇ ઇંદ્રસીહજી આંખે દેખતા નહોવાથી પાછળથી તેમને જીવારકમાં સુવર પટો મળ્યો.

માહારાજ સંગ્રામસીહજી પછી અમનગરની ગાદી ઉપર તેમના કુંવર કરણસીહજી બેઠા. તેમને પ્રથીસીહજી તથા તખતસીહજી બે કુવરો હતા. જેમાં પ્રથીસીહજી મોડાસે દત્તક જવાથી માહારાજ તખતસીહજી અમનગરની ગાદી ઉપર બીરાજ્યા અને જ્યારે જોધપુરના માહારાજા માંનસીહજી બીન પુત્રે દેવલોક પામ્યા ત્યારે માહારાજા તખતસીહજી અમનગરથી જોધપુર જઇ ત્યાં દત્તક તરીકે ગાદી ઉપર બીરાજ્યા.

માહારાજા ગંભીરસીહજી ઘણાજ બાહાદુર, શુરવીર, અને શુદ્ધ ક્ષત્રી વટની ટેકવાળા હતા તેમજ રાઠોડ વંશને છાજતા તમામ ગુણો સંપન્ન હતા આ માહારાજા શરીરે મજબુત અને પ્રચંડ હતા તેઓ અસલ દેશી પોશાક પહેરતા તથા બખ્તર અને શસ્ત્રો તેમને ઘણા પસંદ હતા.

જે જે સરદારો ભુમીઆ વીગેરે જાગીરદારો મગરૂર થઇ સામા થતા હતા તેમને સર્વેને સામ, દામ, દંડ અને ભેદથી યોગ્ય શાસન આપી વશ કર્યા હતા.

તેમની કારકીર્દીનો મુખ્ય ભાગ પોતાના રાજ્યના સીમાડા

કાયમ કરવાનો તથા પોતાના તાબાના સરદારોને તાબે કરવાનો હતો. તેઓ ઘણાજ ધર્મચુસ્ત હતા. તેમણે ધાર્મીક કામોમાં તથા રાજ્યના સ્યામ ધર્માધપણેથી સારી નોકરી બજાવનારાઓને ઘણા જાગીરો તથા ગામો બક્ષીસ આપ્યાં હતાં.

માહારાજા ગંભીરસીહજી સંવત ૧૮૪૮ થી સંવત ૧૮૯૦ સુધી ૪૨ વરસ રાજ્ય કરીને તા. ૧૨ ઑગસ્ટ સને ૧૮૩૩ સંવત ૧૮૯૦ ના શ્રાવણ વદી ૧૧ ને સોમવારના રોજ દેવલોક પામ્યા અને તેમની પછી ઇડરની ગાદીએ માહારાજા જવાનસીંહજી સાહેબ બીરાજ્યા.

**માહારાજા જવાનસીહજી**—માહારાજા જવાનસીહજી સા.નો જન્મ સંવત ૧૮૮૮ ના શ્રાવણ સુદી ૪ ના રોજ થયો અને સંવત ૧૮૯૦ ના શ્રાવણ સુદી ૧૧ ના રોજ પોતાની બે વરસની ઉંમરે ઇડરની ગાદી ઉપર બીરાજ્યા હતા. માહારાજા જવાનસીહજી સાહેબની બાલ્યાવસ્થામાં ઇંગ્રેજ સરકારે રાજ્યનો વહીવટ પોતાના હાથમાં રાખ્યો હતો અને જ્યારે તેઓ ઉંમર લાયક થયા ત્યારે રાજ્યની કુલ્લ સત્તા માહારાજાને સોપી દીધી હતી.

માહારાજા જવાનસીંહજી ઘણાજ ચાલાક અને નીપુણ હતા તેમજ ઈંગ્રેજી ભાષાનુ ઉત્તમ ગ્નાન હતું એવું કહેવામાં આવે છે કે ગુજરાત અને કાઠીઆવાડના રાજાઓમાં ઇંગ્રેજી શીખવાની પહેલ માહારાજા જવાનસીહજી એજ કરી હતી. એમની હોંશીઆરીને લીધે નામદાર બ્રીટીશ સરકારે પોતાની લેજીસ્લેટીવ કૉન્સીલ (કાયદા બાંધનારી મંડળી) માં મેમ્બર તરીકે દાખલ કર્યા હતા અને "ઑનરેબલ સર" નો માનવંતો કિતાબ આપ્યો હતો. એટલુંજ નહી પણ ઇ'સ. ૧૮૬૮ માં નામદાર સરકારે તેમને નાઈટ કમાન્ડર ઑફ ધી સ્ટાર ઓફ ઇન્ડીઆનો માનવંતો કિતાબ બક્ષ્યો હતો.

મહારાજા જવાનસીહજી સાહેબને બગીચા તથા બંગલાઓ બંધાવવાનો ઘણોજ શોખ હતો તેથી ઈડર શહેરના ધુલેટા દરવાજા બહાર એક મોટો બગીચો તથા બંગલો બંધાવ્યો હતો તથા ઈડરના કીલ્લા ઉપર બંગલો બંધાવ્યો હતો. તે શીવાય ખેડ, વડાલી, બડોલી, સાબલી એ ગામોમાં પણ બંગલા બંધાવ્યા હતા. માહારાજા સાહેબે પોતાના નામથી ઈડરની નજીક જવાનપુરા ગામ વસાવ્યું હતું તેમ ઇડરથી પૂર્વ દરવાજા તરફનો ડુંગર તોડાવી ઘાંટી બંધાવી અને ઇડરથી હીમતનગર સુધીની જે સડક તેના પુલો પોતે બંધાવ્યા હતા. આ શીવાય ખેડબ્રહ્માનો તથા શાંમળાજીનો મેળો મહારાજા જવાનસીહજી સાહેબે શરૂ કર્યો હતો.

આ મહારાજા સાહેબ પોતે જાતે ન્યાયાસને બીરાજી રૈયતને ન્યાય આપતા હતા તેઓશ્રીએ રાજ્યનો વહીવટ સુધારી ઉત્તમ પાયા ઉપર આણ્યો અને બ્રીટીશ ધોરણ પ્રમાણે આ રાજ્યમાં ન્યાયની અદાલતો સ્થાપી. ઘણો સુધારો કર્યો તેમજ વીઘોટી વહીવટ ચલાવવાનું બંધારણ શરૂ કર્યું હતું.

આ મહારાજા સાહેબને સ્વામીનારાયણનો પંથ વધારે પસંદ હતો તેથી ઇડરમાં પોતાના મહેલની સાંમે સ્વામીનારાયણનું મંદીર બંધાવ્યું હતું.

આ રાજ્યના મોડાસા, બાયડ અને હરસોલ પ્રગણામાંના કેટલાક ગામો ભાગીલા હતા તેની વહેંચણી કરી મોડાસા અને હરસોલ બ્રીટીશ સરકારને સોંપી બાયડ, ચોઇલા, ગાબઠ, એ ગામો રાજ્ય તાબે કર્યા હતા.

આ મહારાજા સાહેબને એકદંર આઠ રાંણીઓ હતી તે પૈકી રાંણીજી ઝાલજી સાહેબે મહારાજા કેસરીસીહજી સાહેબનો જન્મ

આપ્યો હતો અને રાંણીજી ચુવાંણજી બીજાએ ત્રણ કુવરીઓને જન્મ આપ્યો તે કુંવરીઓ પૈકી બાઇજી ગુલાબજીલાલનું લગ્ન સંવત ૧૯૨૭ ની સાલમાં કોટાના મહારાવ ચતરસાલજી હાડા સાથે કરવા[illegible] આવ્યું હતું અને તખ્તજી લાલ તથા કિકી બાઈનું લગ્ન સં. ૧૯૩[illegible] ની સાલમાં ઉદેપૂરના મહારાંણાજી સજ્જનસીંહજી સાહેબ સાથે કરવામાં આવ્યું હતું.

મહારાજા જવાનસીંહજી સા. સં. ૧૯૨૫ ના પોશ સુદ ૧૨ તા. ૨૬–૧૨–૧૮૬૮ ના રોજ ૩૮ વરસની ભર યુવાવસ્થામાં દેવલોક પામ્યા હતા.

**મહારાજા કેસરીસીંહજી**—માહારાજા કેસરીસીંહજીનો જન્મ સંવત ૧૯૧૮ ના જેઠ સુદ ૩ ના દીવસે થયો અને સાત વરસની ઉંમરે સંવત ૧૯૨૫ ના પોશ સુદી ૧૨ ના રોજ ઇડરની ગાદીએ બીરાજ્યા.

મહારાજા જવાનસીંહજી સા. દેવલોક થયા ત્યારે મહારાજા કેશરીસીંહજી સાહેબની ઉંમર ફક્ત ૭ વરસની હતી તેથી તેમની બાલ્યાવસ્થાને લીધે રાજ્ય કારોબાર નામદાર બ્રીટીશ સરકારે પોતાના હાથમાં રાખ્યો હતો અને જ્યારે માહારાજા સાહેબ ૨૨ વરસના ઉંમરલાયક થયા ત્યારે તા. ૭ જુલાઇ ૧૮૮૨ ના રોજ રાજ્યની કુલ સત્તા તેઓશ્રીને સુપ્રત કરી હતી.

આ માહારાજા સાહેબ સને ૧૮૭૮–૭૯ ની સાલમાં રાજકોટ રાજકુમાર કોલેજમાં વિદ્યાભ્યાસ માટે દાખલ થયા અને ત્યાં ટુંક મુદતમાં ઉત્તમ જ્ઞાન મેળવી સને ૧૮૮૦–૮૧ માં પોતે કોલેજ છોડી ઘેર પધાર્યા હતા.

મુંબાઈના નામદાર ગવરનર સર જેમ્સ ફરગ્યુશન સાહેબ ગુજરાતના પ્રવાસે સને ૧૮૮૪ ની સાલમાં નીકળ્યા હતા ત્યારે તા. ૨૧–૧–૧૮૮૪ ના રોજ ઇડર મુકામે પણ પોતે પધાર્યા હતા.

સને ૧૮૮૭ની સાલમાં નામદાર મહારાંણીજી વીકટોરીઆજીની જ્યુબીલીના વર્ષમાં નામદાર સરકારે માહારાજા સાહેબને નાઈટ, કમાન્ડર ઓફ ધી સ્ટાર ઓફ ઇન્ડીઆનો માનવંતો કીતાબ આપ્યો હતો. આ કીતાબ આપવાની વીધી અમદાવાદ મુકામે તા.૧૬-૧૨-૧૮૮૭ના રોજ મુંબાઈના નામદાર ગવરનર લોર્ડ રે સાહેબના હાથ નીચે થઈ હતી.

આ માહારાજા કેસરીસીંહજી સાહેબને વિદ્યાનો ઘણોજ શોખ હતો અને વિદ્યાના ઉતેજનાર્થે સ્કુલોમાં, કોલેજોમાં, કલબોમાં તેમજ ઘણા જાહેર અને ખાનગી ફંડોમાં પોતાની ઉદારતા દર્શાવી સારી રકમોની બક્ષીસો આપી હતી.

આ માહારાજા સાહેબ સ્વભાવે શાન્ત, વીચારવંત, સુશિલ અને બુદ્ધીશાળી હતા. તેઓશ્રીએ ઈંગ્રેજી, ગુજરાતી, સંસ્કૃત, મારવાડી ભાષાઓનું સારૂ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું પોતાને વાંચનનો ઘણોજ શોખ હતો તેથી ધર્મશાસ્ત્ર જ્યોતિષ પુરાણ, ન્યાય, વૈદીક, વીગેરેના ઉત્તમ ઉત્તમ ગ્રંથોની એક ઉત્તમ લાયબ્રેરી રાજ્યમહેલમાં સ્થાપી હતી તેમજ ઇડર શહેરના વચ્ચોવચ્ચ એક મોટો સુંદર ટાવર બંધાવી શહેરની પ્રજામાં વિદ્યાનો શોખ વધે તે સારૂં તેમાં લાયબ્રેરી સ્થાપી તેનું નામ વુડહાઉસ લાયબ્રેરી રાખવામાં આવ્યું હતું કે જે લાયબ્રેરી હાલપણ ચાલે છે.

આ માહારાજા સાહેબે જવાનવીલાસ મહેલ બંધાવ્યો હતો તેમજ ઇડરના કુંડ ઉપર ફેરીસવોર્ડ નામનું દવાખાનું બંધાવ્યું હતું અને ઇડરના ટાવર પાસે પોતાના માતુશ્રીના નામે જીજીબાગર્લ સ્કુલનું મકાન બંધાવી તેમાં સ્કુલ ખોલવામાં આવી હતી.

આ માહારાજા સાહેબે રાજકોટ રાજકુમાર કોલેજમાં પ્રીન્સી-

પાલ મેકનોટન સાહેબ પાસે વિદ્યાભ્યાસ કરેલો હોવાથી તેઓ સાહેબનું નામ કાયમ રાખવા માટે ઇડર શહેરના ધુલેટા દરવાજાની બ્હાર એક સ્કૂલનું મકાન બંધાવી તેનું નામ મેકનોટન હાઇસ્કુલ રાખવામાં આવ્યું હતું.

આ શીવાય પોતે બાગબગીચા દેવાલયો જળાશયો વીગેરેનો પણ ઘણો સુધારો કર્યો હતો.

આ માહારાજા સાહેબે પ્રજાના સુખાર્થે વડાલી અહમદનગર અને સબલપુરમાં દવાખાનાં ઉઘાડયાં હતાં, અને પ્રજા ઉપર ટ્રાન્ઝીટ ( રાહદારી દાંણ ) નામનો કર કાઢી નાંખ્યો હતો.

માહારાજા કેસરીસીંહજી સાહેબ ઘણાજ આસ્તીક અને ધાર્મીક વૃત્તિવાળા હતા. તેઓશ્રીએ ઘણા દેવસ્થાનોનો જીર્ણોદ્ધાર કરાવેલ હતો. તેઓશ્રી વિશેપ કરીને વલ્લભાચાર્ય પંથને એટલે વૈષ્ણવી સંપ્રદાયને પ્રેમપૂર્વક માનતા હતા. તેમણે એ સંપ્રદાયનું એક મંદીર પણ સ્થાપન્ કરી પોતે જાતે તેમાં સેવાપુજા કરતા હતા.

આ રાજ્યનો કેટલોક ભાગ ગઢવાડા જીલ્લામાં હતો તેની વહેંચણી કરાવી તેના બદલામાં બીજા ગામોનો સાટો બદલો આ માહારાજા સાહેબના વખતમાં કરવામાં આવ્યો હતો.

માહારાજા કેસરીસીંહજી સાહેબનો ૩૯ વરસની ભર યુવાવસ્થામાં સંવત ૧૯૫૭ ના ફાગણ સુદી ૨ તા. ૨૦ ફેબ્રુવારી સને ૧૯૦૧ના રોજ પ્રાતઃકાળમાં કૈલાસ વાસ થયો હતો.

માહારાજા શ્રી કેસરીસીંહજી સાહેબને ૭ રાણીઓ તથા ૧ પડદાયત મલી સાત હતાં તેમાં ભટીઆણીજી ઓસીઆના નાના તથા મોટા ચાવડીજી સાબલવડના, ચુવાંણજી મુડેટીના ઝાલીજી ધ્રાંગધ્રાના અને વીરપુરીજી જનોડના કરીને ૭ રાણીઓ હતી આ પૈકી રાંણીજી

સુવાંણુજી એ બે બાઇજી અને એક કુંવરનો જન્મ આપ્યો હતો તે પૈકી બાઇજી એક નાનપણમાંજ દેવલોક થઇ ગયા હતા અને બીજા બાઇજીલાલ નંદકુંવરજી કે જેમનું લગ્ન લીંબડીના ઠાકોર સાહેબના કુંવર દીગ્વીજયસીંહજી સાહેબ સાથે સને ૧૯૧૦ ની સાલમાં કરવામાં આવેલ છે.

**માહારાજા કૃષ્ણસીહજી**—માહારાજા કેશરીસીહજી સાહેબ દેવલોક થયા તે વખતે તેમની પછવાડે ગાદી ઉપર બેસનાર કુવર નહોતો પરંતુ રાંણીજી ચુવાણુજીને ગર્ભ હોવાથી પ્રસવ થતાં સુધી રાજ્યનો વહીવટ નામદાર બ્રીટીશ સરકારે પોતાના હાથમાં રાખી "માહારાજા સ્વસ્થાન ઇડર" એ નામથી વહીવટ ચલાવવાનો હુકમ કર્યો હતો અને બાદ તા. ૪ માહે ઓકટોબર સને ૧૯૦૧ ના રોજ રાણીજી ચુવાણુજીએ પુત્રનો જન્મ આપવાથી તેમનું નામ કૃષ્ણસીહજી રાખવામાં આવ્યુ હતું અને તે દીવસથી રાજ્યનો વહીવટ મહારાજા કૃષ્ણસીહજીના નામથી ચલાવવામાં આવ્યો હતો પરંતુ થોડીજ મુદતમાં એટલે તા. ૩૦–૧૧–૧૯૦૧ ના રોજ બાલરાજા કૃષ્ણસીહજીએ પણ કૈલાસવાસ કરવાથી રાજ્યમાં ઘણોજ શોક ફેલાઇ ગયો હતો અને રાજ્યનો કારોબાર પાછો નામદાર બ્રીટીશ સરકાર હસ્તક રાખવામાં આવ્યો હતો.

**માહારાજા પ્રતાપસીહજી**—માહારાજા કેસરીસીંહજીના પુત્ર માહારાજા કૃષ્ણજીસીંહજીનો સ્વર્ગવાસ થઇ ગયાથી ઇડર રાજ્યના વારસ. માટે જોધપુરથી માહારાજ જાલીલમસીહજી, કે જે માહારાજા તખતસીંહજીના નાના કુવર હતા તેમણે, તથા માહારાજ જોરાવરસીંહજીના કુવર ફતેહસીંહજી, તથા માહારાજ કીશોરસીંહજીના કુવર માહારાજ ઉરજણસીંહજી, તથા સુવરમાહારાજ જગતસીંહજી તથા

માહારાજા તખતસીંહજી સાહેબના બીજા પુત્ર માહારાજા પ્રતાપસીંહજી સાહેબ એ બધા તરફથી નામદાર ગવરમેન્ટ સરકારમાં પોત પોતાના હક બાબત અરજ કરવામાં આવી હતી તેમાં બીજા બધાની અરજ ના મંજુર થઇ હતી અને માહારાજા આણંદસીંહજીના પુત્ર શીવસીંહજીના પાટવીપુત્ર ભવાનીસીંહજીની શાખા—માહારાજા કૃષ્ણસીંહજીના દેવલોક થયાથી બંધ પડવાથી માહારાજા શીવસીંહજીના બીજા પુત્ર માહારાજ સગ્રામસીંહજીની શાખામાં માહારાજા તખતસીંહજીના પુત્ર માહારાજા સર પ્રતાપસીંહજી સાહેબ ખરા હકદાર હોવાનુ સાબીત માની ઇડર રાજ્યની ગાદીના વારસ ઠરાવી ઇડરની ગાદી તેમને સોંપવા હુકમ કર્યાથી નામદાર શ્રી માહારાજા સર પ્રતાપસીંહજી સાહેબ સંવત ૧૯૫૮ ના માહા શુદી ૪ પરંત વસંતપંચમી રવીવાર તા. ૧૨ માહે ફેબ્રુવારી સને ૧૯૦૨ ના રોજ ઇડરની ગાદી ઉપર બીરાજ્યા હતા.

માહારાજા સર પ્રતાપસીંહજી સાહેબનો જન્મ સંવત ૧૯૦૨ ના મારવાડી કારતક વદી ૬ મંગળવાર તા. ૨૧ માહે ઓકટોબર સને ૧૮૪૫ ના રોજ થયો હતો.

માહારાજા પ્રતાપસીંહજી સાહેબ બાળપણથીજ શુરવીર હતા બહાદુર હતા તેઓશ્રી બંદુક લગાવવાના કામમાં, ઘોડાની સ્વારીના કામમાં અને પોલોના ખેલમાં એવા તો કુશળ હતા કે તેમની બરોબરી કરનાર ઘણા ઓછા હતા.

માહારાજા પ્રતાપસીંહજી સાહેબે રાજ્યવહીવટ વીગેરેનુ ઉત્તમજ્ઞાન જયપુરના નામાંકીત માહારાજા શ્રી રામસીંહજી સાહેબ પાસે સને ૧૮૭૫ થી સને ૧૮૭૮ સુધી રહી સારી રીતે લીધાથી સને ૧૮૭૮ ની

સાલમાં જોધપુરના માહારાજા શ્રી જસવંતસીંહજી સાહેબે જોધપુર રાજ્યના પ્રાઈમમીનીસ્ટરના માનવંતા હોદ્દા ઉપર માહારાજાશ્રીને મુકરર કર્યા હતા. એજ સાલમાં નામદાર બ્રીટીશ સરકારે સી૦ એસ. આઇ નો માનવંતો કીતાબ માહારાજા સર પ્રતાપસીંહજી સાહેબને અર્પણ કર્યો હતો.

સને ૧૮૭૮ માં નામદાર બ્રીટીશ સરકારે લોર્ડ ચેમ્બર લેની કાબુલ મીરાતમાં માહારાજા પ્રતાપસીંહજી સાહેબનો નીમ કર્યો હતો અને એજ સાલમાં માહારાજાશ્રીને "નાઈટ હુડ" અને ઓરડર ઓફ ધી સ્ટાર ઓફ ઇન્ડીઆનો કીતાબ બક્ષ્યો હતો.

સને ૧૮૮૭ માં નામદાર માહારાંણીજી વીકટોરીઆજીની જ્યુબીલી ઉત્સવ પ્રસંગે માહારાજા સર પ્રતાપસીંહજી સાહેબે ઇંગ્લેડ જવા તૈયારી કરી રાજપુતાના મહારાજાઓ અને રાજ્યવંશીઓમાં યુરોપની મુસાફરીની પહેલ માહારાજાએજ કરી હતી. આ પ્રસંગે માહારાજા શ્રી જસવંતસીંહજી સાહેબે માહારાજા સર પ્રતાપસીંહજી સાહેબને "માહારાજા ધીરાજ" નો ખીતાબ આપ્યો હતો.

નામદાર શહેનશાહ સાતમા એડવર્ડ જ્યારે પ્રીન્સ ઓફ વેલ્સ તરીકે હિંદુસ્તાનની મુસાફરીએ પધાર્યા હતા ત્યારે માહારાજાશ્રીને પોતાના એ. ડી. સી. નીમ્યા હતા. અને જ્યારે માહારાજા સાહેબ જ્યુબીલી પ્રસંગે વીલાયત પધાર્યા ત્યારે નામદાર બ્રીટીશ સરકારે લેફ્ટેનેન્ટ કર્નલના માનવંતો કીતાબ અર્પ્યો હતો.

સને ૧૮૯૫ ની સાલમાં જોધપુરના નામદાર માહારાજા જસવંતસીંહજી સાહેબ દેવલોક થયા ત્યારે તેમના માહારાજા કુવર માહારાજા સરદારસીંહજી સાહેબ નહાની ઉંમરના હોવાથી જોધપુર રાજ્યનો તમામ વહીવટ બ્રીટીશ સરકારે માહારાજા કુવર લાયક ઉંમરના થાય

ત્યાંસુધી માહારાજાશ્રી પ્રતાપસીંહજી સાહેબને રીજંટ તરીકે સોંપ્યો હતો.

સને ૧૮૯૭ ની સાલમાં નામદાર માહારાંણીજી વીકટોરીઆ-જીની ડાયમંન્ડ જ્યુબીલીના શુભ ઓચ્છવમાં ભાગ લેવા માહારાજા પ્રતાપસીંહજી સાહેબ ઇંગ્લેંડ પધાર્યા હતા અને આ વખતે નામદાર બ્રીટીશ સરકારે ખાસ રાજાને આપવામાં આવે છે તે—નાઇટ ગ્રેન્ડ કમાન્ડર ઓફ ધી મોસ્ટ એગ્ઝાલ્ટેડ ઓરડર ઓફ ધી સ્ટાર ઓફ ઇન્ડીઆનો ખેતાબ બક્ષ્યો હતો અને એજ પ્રસંગે કેમ્બ્રીજની યુનીવરસીટી એ માહારાજાશ્રીને "ડોકટર ઓફ લૉઝ" (એલ. એલ. ડી) નો ખેતાબ અરપણ કર્યો હતો.

સને ૧૮૯૭ માં હિંદુસ્તાનની ઉત્તર તરફની સરહદ ઉપર કાબુલી મુસલમાનોએ બળવો ઉઠાવ્યો અને સરહદને નુકસાન કરવા લાગ્યા એ પ્રસંગે નામદાર બ્રીટીશ સરકાર તરફથી એ બળવો શાંત પાડવા જનરલ ઍબીસ સાહેબના સ્ટાફમાં માહારાજા સર પ્રતાપસીંહજી સાહેબને દાખલ કરીએ સરહદ ઉપર મહમદ કંટ્રીમાં મોકલ્યા હતા અને તે નોકરી અને વફાદારીથી નામદાર બ્રીટીશ સરકાર ઘણાજ સંતોષ પામી માહારાજા સાહેબને પુરા કરનલ બનાવ્યા હતા. બાદ બીજી વખતે "તેરાહ" નો બળવો શાંત કરી દેવાના કામમાં જૅન-રલ સર વીલીયમ લોકહાર્ટના ઍકસ્ટ્રા ઍડીકાંગ તરીકે નીમી માહારાજા સાહેબને મોકલ્યા હતા. આ લડાઇમાં માહારાજાશ્રીને ગોળી વાગી હતી અને પોતે ઘાયલ થયા હતા તો પણ દરકાર કરી નહોતી. આ કામથી નામદાર બ્રીટીશ સરકાર ઘણોજ સંતોષ માની માહારાજાશ્રીને "સી. બી" નો માનવંતો કીતાબ બક્ષ્યો હતો.

આ વાતને થોડી મુદ્દત થઈ નહોતી એટલામાં ચીનમાં બળવો

ઉઠયો એ બળવો શાંત કરવા બ્રીટીશ સરકારે જોધપુર રસાલાના છસો ઘોડાઓ સાથે માહારાજાશ્રીને ચીનમાં મોકલ્યા હતા અને પોતે નામદાર ગવરનર સરકારની નોકરીમાં છસો ઘોડાઓ સાથે બારમહીના સુધી ચીનમાં રહી બળવો સમાવી દીધો હતો. આથી માહારાજાશ્રીની બહાદુરી અને વફાદારીથી નામદાર બ્રીટીશ સરકારે સંતોષ પામી માહારાજાશ્રીને "કે. સી બી" નો ખીતાબ અર્પણ કર્યો હતો.

તા. ૧૨ મી ફેબ્રુવારી સને ૧૯૦૨ સંવત ૧૯૫૮ ના માહશુદી ૮ વસંતપંચમીના દીવસે પોતે ઇડરની ગાદી ઉપર બીરાજમાન થયા હતા. પછી ઓગષ્ટ ૧૯૦૨ માં નામદાર શહેનશાહ સપ્તમ એડવર્ડના કોરોનેશન મોહોત્સવ પ્રસંગે માહારાજા સાહેબ પોતે માહારાજા કુમાર દોલતસીંહજી સાહેબ સાથે ઇંગ્લેંડ પધાર્યા હતા તે વખતે માહારાજા સાહેબને એ. ડી. સી. ટુ. હીઝ ઇમ્પીરીયલ મેજેસ્ટી એડવર્ડ ધી સેવન્થ કીંગ એન્ડ એમ્પરરના માનવંતા ખીતાબ સાથે મેજર જનરલનો હોદ્દો આપ્યો હતો.

આ રાજ્યમાં રાજ્યનાજ એક ગામથી બીજે ગામ કંઈ પણ ચીજ લઇ જવામાં આવતી તેના ઉપર દાંણ લેવામાં આવતું આથી રૈયતને ઘણીજ મુશીબત વેઠવી પડતી તે હકીકત માહારાજાશ્રીએ ધ્યાનમાં લેઇ સને ૧૯૦૩–૦૪ ની સાલથી સ્ટેટની અંદર અંદરનું દાંણ લેવાનું માફ કરી રૈયતને ઘણોજ ઉત્તમ લાભ આપ્યો હતો. તેમજ આ રાજ્યની નિશાળોના વિદ્યાર્થીઓ પાસેથી ફી લેવામાં આવતી તે તા. ૧૯ એપ્રીલ સને ૧૯૦૫ થી માહારાજાશ્રીના જન્મોત્સવના પ્રસંગે માફ કરી કેળવણીનો ઉત્તમ પ્રચાર થવા માટે મફત કેળવણી આપવાનો હુકમ કર્યો હતો.

હાલના નામદાર શહેનશાહ બાહાદુર પંચમ જ્યૉર્જ જ્યારે સને ૧૯૦૫ ની સાલમાં હિંદુસ્તાનની મુસાફરીએ પધાર્યા હતા ત્યારે માહારાજા સર પ્રતાપસીંહજી સાહેબ આખા હિંદુસ્તાનની મુસાફ-રીમાં સાથેજ રહ્યા હતા.

સને ૧૯૧૧ ની સાલમાં જ્યારે જોધપુરના મહારાજા સરદાર-સીંહજી સાહેબનો સ્વર્ગવાસ થયો તે વખતે મહારાજા સુમેરસીંહજી-સાની બાલ્યાવસ્થા હોવાથી માહારાજા સર પ્રતાપસીંહજી સાહેબ માહા-રાજકુમાર દોલતસીંહજી સાહેબને ઇડર રાજ્યનો કુલ્લ કારભાર સંપૂર્ણ પણે સોંપી ઈડરની ગાદી ઉપર તા. ૨૧ જુલાઇ સ. ૧૯૧૧ ના રોજ રાજ્યતિલક કરી પોતે જોધપુર સ્ટેટના રીજંટ તરીકે જઇ રહ્યા હતા તેજ સાલમાં સામ્રાટ પંચમજોર્જના રાજ્યાભિષેકના ઉત્સવ ઉપર પોતાને ઓક્સફર્ડ યુનીવર્સીટી તરફથી ડી૦ સી૦ એલ. ની ઉપાધી અર્પીત કરવામાં આવી હતી ત્યારબાદ સને ૧૯૧૨ ની સાલમાં દીલ્હી દરબાર વખતે પોતાને જી. સી. બી. ઓ. નો ઇલ્કાબ મળ્યો હતો.

સને ૧૯૧૪–૧૫ માં યુરોપમાં થયેલ મહાયુદ્ધમાં પોતે જોધ-પુરના મહારાજા સુમેરસીંહજી સાહેબ સાથે ફ્રાન્સના રણક્ષેત્રમાં પધાર્યા હતા ત્યાંથી પાછા હીંદુસ્તાન પધારી મહારાજા સુમેરસીંહજી સાહેબને જોધપુર રાજ્યનો પૂર્ણ રાજ્યકારભાર સોંપી પાછા યુરોપ યુદ્ધમાં પધારી-ગયા હતા ત્યાં તા. ૧–૧–૧૯૧૮ ની સાલમાં પોતાને કે. જી. બી નો ખીતાબ મળ્યો હતો. જ્યારે તા. ૩ ઓક્ટોમ્બર સને ૧૯૧૮ ના રોજ જોધપુર માહારાજા સુમેરસીંહજી સાહેબનો ભરયુવાવસ્થામાં સ્વર્ગવાસ થયો ત્યારે તે માહારાજાને પુત્ર સંતતી ન હોવાથી અને તેમના ભાઈ

ઉમેદસીંહજી સાહેબ બાલ્યાવસ્થાના હોવાથી માહારાજા સર પ્રતાપસીંહજી સાહેબ ફરીથી યુદ્ધક્ષેત્રમાંથી પાછા જોધપુર પધારી જોધપુર સ્ટેટના રીજંટ તરીકે અધીકાર રાખ્યો હતો.

આ માહારાજા સાહેબનો વિ. સ. ૧૯૭૯ ના ભાદરવા સુદી ૧૩ તા. ૪ સપટેમ્બર ૧૯૨૨ ના રોજ ૭૬ વર્ષની અવસ્થામાં હૃદય બંધ પડવાથી અચાનક સ્વર્ગવાસ થઈ ગયો હતો.

માહારાજા પ્રતાપસીંહજી સાહેબ વીર સાહસી અને ચતુર પુરૂષ હતા. ગવરમેન્ટ સરકારની પોતે તનમનથી જીંદગી પર્યંત સેવા ઉઠાવી હતી તેથી નામદાર સરકારથી પોતાને જાતને માટે ૧૭ સત્તર તોપોનુ માન આપવામાં આવ્યું હતું.

**માહારાજા દોલતસીંહજી સાહેબ**—જોધપુરના માહારાજા તખતસીંહજી સાહેબના પુત્ર અને માહારાજા સર પ્રતાપસીંહજી સાહેબના નાનાભાઇ માહારાજ ભોપાલસીંહજી સાહેબના જેષ્ટ પુત્ર માહારાજા દોલતસીંહજી સાહેબ છે. પોતાનો જન્મ સંવત ૧૯૩૫ ના વશાખ સુદી ૧૧ ઇ. સ. ૧૮૭૮ તા. ૧૩ મે ના રોજ થયો છે. આ માહારાજા સાહેબની બાલ્યાવસ્થાથી માહારાજા પ્રતાપસીંહજી સાહેબનો તેઓ ઉપર પ્રેમ હોવાથી પોતાની પાસે રાખી દરેક વિદ્યામાં કુશળતા આપી હતી. પોતે અજમેર મેઓકોલેજમાં વીદ્યાભ્યાસ પૂર્ણ કર્યા પછી જોધપુર સ્ટેટમાં મીલીટરી સેક્રેટરીની ઉચ્ચ પદવી ધારણ કરી હતી. જ્યારે ૧૯૦૨ ની સાલમાં માહારાજા પ્રતાપસીંહજી સાહેબ ઇડરની ગાદી ઉપર આવી બીરાજ્યા ત્યારે આ માહારાજા સાહેબને પોતે સાથે લાવી દત્તકપુત્ર તરીકે સ્થાપીત કર્યા હતા. આ વખતે માહારાજા સાહેબની ૨૫ પચીસ વર્ષની અવસ્થા હતી આજ વર્ષમાં શહેનશાહ એડવર્ડ સપ્તમના રાજ્યાભિષેક પ્રસંગે પોતે માહારાજા કુમાર ઇડરસ્ટેટ તરીકે વીલાયત પધાર્યા હતા અને ત્યાં પોતાને હાલના નામદાર શહેનશાહ

બાહાદુર કે જેઓ તે વખતે પ્રીન્સ ઑફ વેલ્સ હતા તેમના એ. ડી સી. ની ઉચ્ચ પદવી આપવામાં આવી હતી.

માહારાજા પ્રતાપસીંહજી સાહેબના રાજ્યકારભારમાં રાજ્યકારોબારની લગામ માહારાજા દોલતસીંહજી સાહેબના હસ્તક હતી અને પોતે રાજ્યનુ તમામ કામકાજ કર્તા હતા.

સને ૧૯૧૧ ના જુન માસમાં પોતે નામદાર શહેનશાહ પંચમજોર્જના રાજ્યાભીષેક પ્રસંગે વિલાયત પધાર્યા હતા અને ત્યાંથી પાછા પધાર્યા બાદ પોતે તા. ૨૧ જુલાઇ સ. ૧૯૧૧ ગુજરાતી સં. ૧૯૬૭ ના અસાડ વદી ૧૦ ના દીવસે ઇડર રાજ્યની ગાદી ઉપર રાજ્યતિલક બીરાજ્યા હતા. સને ૧૯૧૨ ની સાલમાં જ્યારે નામદાર શહેનશાહ પંચમજોર્જનો રાજ્યાભિષેક દીલ્હી થયો ત્યારે પોતે તેમાં પધાર્યા હતા. બાદ સને ૧૯૧૪ ની સાલમાં યૂરોપમાં મહાન વિગ્રહ થયો તે વખતે પોતે લેફ્ટેનેન કર્નલ તરીકે ઇજીપ્તની કમાન્ડમાં લડાઇમાં પધાર્યા હતા. નામદાર સરકારથી આ માહારાજા સાહેબને કે. સી. એસ. આઇ. એટલે નાઇટ કમાન્ડર ઓફ ધી મોસ્ટ એગ્ઝૉલ્ટેડ ઓરડર ઓફ ધી સ્ટાર ઓફ ઈન્ડીયાનો માનવંતો ખીતાબ સને ૧૯૨૦ ની સાલમાં અર્પણુ કરવામાં આવ્યો છે.

નામદાર માહારાજા સાહેબ શાંન્ત સ્વભાવના ધૈર્યવાન ઉદારવૃત્તિના અને ગુણગ્રાહક છે. સ્વામધર્માપણે ઉઠાવેલી સેવાની કદર કરનાર છે.

નામદાર માહારાજા સાહેબને ત્રણ પુત્ર અને ૭ પૌત્ર છે. પુત્રમાં યુવરાજ માહારાજાકુમાર શ્રી હીમતસીંહજી સાહેબ, દ્વિતિય માહારાજાકુમાર શ્રીમાનસીંહજી સાહેબ તથા તૃતિય માહારાજા કુમાર શ્રીમદનસીંહજી સાહેબ છે. પૌત્રમાં ભમરજી શ્રીદલજીતસીંહજી સાહેબ, છોટા

ભમરજી શ્રીઅમરસીંહજીસાહેબ છે બન્ને શ્રીમાહારાજા કુમારશ્રી હીમતસીંહજી સાહેબના પુત્ર છે અને ભમરજી ઉમેદસીંહજી, બનેસીંહજી, હરીસીંહજી, અને નરપતસીંહજી આ ચાર દ્વિતિય માહારાજા કુમાર શ્રીમાનસીંહજી સાહેબના પુત્ર છે.

નામદાર માહારાજા સાહેબને એક કુંવરી નામે બાઇજીલાલ તેજકુંવરજી સાહીબા છે તેમના લગ્ન બરવાંણીના માહારાણાજી શ્રીરણજીતસીંહજી સાહેબ સાથે કરવામાં આવ્યા હતા. તે બરવાંણી માહારાંણા સાહેબ હાલમાં દેવલોક પામ્યા છે બાઇજીલાલશ્રીને બે પુત્ર તથા બે કન્યાઓ છે. રાજ્ય ગાદીના વારસ બાલરાજા બાઇજીલાલ સાહેબના પુત્ર છે.

**માહારાજા કુમાર હીમતસીંહજી સાહેબ**—યુવરાજ શ્રી માહારાજા કુમારશ્રી હીમતસીંહજી સાહેબનો જન્મ સંવત ૧૯૫૬ ના ભાદરવા વદી ૧૩ ઈસ્વીસન ૧૮૯૯ ના સપટેમ્બર મહીનાની બીજી તારીખે થયેલો છે. પોતે અજમેર મેયોકોલેજમાં અભ્યાસ કરી પ્રથમ નંબરે ડીપ્લોમા મેળવેલો છે. પોતે વિદ્યાવિલાસી, ધૈર્યવાન અને ઉદાર વૃત્તિના છે. પોતાના બન્ને કુમાર દલજીતસીંહજી તથા અમરસીંહજી અજમેર મેયોકોલેજમાં વિદ્યાભ્યાસ કરે છે.

**માહારાજા કુમાર માનસીંહજી સાહેબ**—માહારાજા કુમાર શ્રીમાનસીંહજી સાહેબ ( લાલસીંહજી સાહેબ ) નો જન્મ સંવત ૧૯૬૩ ના અસાડ સુદ ૫ પાંચમ તા. ૨૬–૬–૧૯૦૬ ના રોજ હીમતનગર મૂકામે થયો છે પોતે ઘણાજ વિદ્યાપ્રેમી છે અને પાઠશાળા તથા સ્કુલોમાં પોતે વખતોવખત યથાયોગ્ય દાન પ્રદાન કરે છે. પોતે હાલ ઈડર સરપ્રતાપ ઇન્ફન્ટરીના કમાન્ડંટ તરીકેનું કામ કરે છે. તેઓ

શ્રીને ભમરજી શ્રીઉમેદસીંહજી, બનેસીંહજી, હરીસીંહજી, તથા નરપત-સીંહજી એ પ્રમાણે ચાર પુત્ર છે.

**મહારાજા કુમાર શ્રીમદનસીંહજી સાહેબ**—માહારાજા કુમાર મદનસીંહજી સાહેબનો જન્મ સંવત ૧૯૬૮ ના મારવાડી ફાગણ કૃષ્ણપક્ષ ૨ તા. ૪–૨–૧૯૧૨ ના રોજ હીમતનગર મુકામે થયો છે. પોતે ઘણાજ સાહસી, ઉદ્યોગી, હુન્નરકળાપ્રત્યે પ્રીતી રાખ-નાર એવા ઉત્તમ ગુણો ધરાવનાર છે. પોતે થોડો વખત રાજકોટ રાજ-કુમાર કોલેજમાં વિદ્યાભ્યાસ માટે પધારી આવ્યા છે. હાલ પોતે હાઉસહોલ્ડ કંટ્રોલરના માનવંતા હોદ્દાપર છે.



# આ રાજ્યના જાગીરદારોની હકીકત.

આ રાજ્ય તાબાના પેટા જાગીરદારો છે તેના પાંચ ભાગ પાડવામાં આવ્યા છે જેમકે ભાયાત, સરદાર, ભોમીઆ, ઇનામી અને શેસાંણી.

**ભાયાત**—રાજ્યના ફટાયા ભાઇઓને જીવારકમાં જે જાગીરો આપવામાં આવેલી તેમને ભાયાત કહેવામાં આવે છે. આવી જાગીરો હાલ બે છે સુવર તથા દાવડ.

ઇડરના મહારાજા શીવસીંહજી સાહેબને, ભવાનસીંહજી, સગરામસીંહજી, જાલમસીંહજી, અમરસીંહજી અને ઇંદ્રસીંહજી એ પ્રમાંણે પાંચ કુંવરો હતા તે પૈકી માહારાજા સગરામસીંહજીને અહમદનગર, જાલમસીંહજીને મોડાસા, અમરસીંહજીને બાયડ અને ઇંદ્રસીંહજીને સુવેર એ પ્રમાણે અનુક્રમે જાગીરો મલી હતી.

**અહમદનગર**—અમનગરના માહારાજ સંગ્રામસીંહજી પછી માહારાજ કરણસીંહજી અહમદનગરની ગાદી ઉપર સંવત ૧૮૫૭ માં બીરાજ્યા તેમને બે પુત્ર માહારાજ પ્રથસીંહજી તથા માહારાજ તખતસીંહજી હતા. માહારાજ કરણસીંહજી સં. ૧૮૯૧ ના માહા સુદ ૮ ઇ. સ. ૧૮૩૫ માં દેવલોક થયાથી તેમના પછી માહારાજ પ્રથીસીંહજી અમનગરની ગાદીએ બેઠા. પરંતુ મોડાસાના માહારાજ જાલમસીંહજીને કંઈ પુત્ર સંતાન ન હોવાથી માહારાજ પ્રતાપસીંહજીને દત્તક લીધેલા પરંતુ તેમને પણ પુત્ર ન હોવાથી અમનગરથી માહારાજ પ્રથીસીહજીને દત્તક રાખ્યાથી અમનગરની ગાદીએ તેમના નાના ભાઇ માહારાજ તખતસીંહજી બીરાજ્યા. બાદ જોધપુર (મારવાડ) ના માહારાજા માનસીંહજી સાહેબને પુત્ર ન હોવાથી અમદનગરથી માહારાજા તખતસીંહજીને દત્તક લેઇ મારવાડની ગાદી ઉપર બેસાડયા તેથી

અમદનગરની જાગીર સંવત ૧૯૦૪ સને ૧૮૪૮ ની સાલમાં ઇડર રાજ્ય ભેગી ભેળવવામાં આવી.

**મોડાસા**—માહારાજા સીવસીંહજીના ત્રીજા પુત્ર માહારાજા જાલમસીંહજી મોડાસાની ગાદી ઉપર બેઠા. તેમને ચાર કુંવરો થયા હતા પરંતુ તેઓ નહાનપણમાંજ ગુજરી ગયાથી અમદનગરથી માહારાજ પ્રતાપસીંહજીને દત્તક લીધા. પરંતુ પ્રતાપસીંહજીને પણ સંતાન ન હોવાથી ફરીથી અમદનગરથી માહારાજ પ્રથીસીંહજીને દત્તક લીધા પરંતુ માહારાજ પ્રથીસીંહજીને પણ પુત્ર સંતાન ન થવાથી તે જાગીર પણ ઇડર રાજ્ય ભેગી ભળી ગઈ.

**બાયડ**—માહારાજા સીવસીંહજીના ચોથા પુત્ર માહારાજ અમરસીંહજીને બાયડ જાગીર મલી હતી તેમને બે કુંવરો તથા બે બાઈજી થયા હતા. પરંતુ કુંવરો નહાનપણમાંજ ગુજરી જવાથી બાઇજીલાલને ઇડર લાવવામાં આવ્યા અને બાયડ જાગીર ઈડર રાજ્ય ભેગી ભળી ગઇ.

**સુવર**—મહારાજા સીવસીંહજીના પાંચમા કુંવર ઈંદ્રસીંહજી કે જેઓ આંખે અખમ હતા તેમને સુવેર જાગીર મલી હતી તેમના વંશમાં હાલ સુવર જાગીર ઉપર માહારાજશ્રી ઉદેસીંહજી છે.

**દાવડ**—દાવડ જાગીર સુવર માહારાજ ઈંદ્રસીંહજીના ત્રીજા પુત્ર સરદારસીંહજીને મળેલી છે આ જાગીર ઉપર હાલ માહારાજ કીશોરસીંહજી છે.

---

**સરદાર**–માહારાજા આણંદસીંહજી તથા રાયસીંહજી જોધપૂરના માહારાજાથી છુટા પડી વખે નીકળ્યા તે વખતે મારવાડના કેટલાક જાગીરદારો તેઓની સાથે રહ્યા અને ઈડર રાજ્ય હસ્તગત કરવા સારૂ માહારાજાશ્રીની જેમણે તનમનથી નોકરી ઉઠાવી હતી તે સરદારોને તથા તેમના વંશજો વીગેરેને રાજ્ય પ્રત્યે વફાદારીથી તથા સ્યામ ધરમા-

ઈથી વર્તવા અને નોકરી કરવાની શરતે જમીનજાગીરો આપવામાં આવી તેમને મારવાડી સુરદારના નામથી ઓળખવામાં આવે છે. આવા મારવાડી સરદારોની હાલ નીચે મુજબની ખાંપો આ રાજ્યમાં છે.

ચાંપાવત, કુપાવત, જોધા, જેતાવત, ઉદાવત, ચહુવાંણ, ચાવડા, મેડતીયા, ભાટી, સીસોદીયા, રડમલાવત, સોનગરા, હાડા, સોલંકી અને શોભાવત, ચાંપાવત ખાંપમાં, ચાંદરણી, ટીંટોઇ, વાંકાનેર, વીરપુર, બેટાલી, ચીઓડા, અને વાસણ એ સાત જાગીરો છે.

**કુપાવતખાંપની**—કુકડીયા, ઉડણી, નેતરાંમલી, શીકકા, વડીઆવીર અને મણીપોર એ છ જાગીરો છે.

**જોધાખાંપની**—મેઢાસણ, સીણાવાડ, વાંટડા કરણપુર એ ૩ જાગીરો છે.

**જેતાવતખાંપની**—ગાંઠીઓલ, મેધ, અંકાલા, જેઝવા, અને સીલવાડ એ પાંચ જાગીરો છે.

**ઉદાવતખાંપની**—ભાંણપુર, ચુડલા એ બે જાગીરો છે.

**ચહુવાંણખાંપની**—મુડેટી, ગોતા, હાથરવા, મલાસા, બોલુંદરા એ પાંચ જાગીરો છે.

**ચાવડાખાંપની**—સાબલવાડ એક જાગીર બે ભાગની છે.

**મેડતીયાખાંપની**—દોલગઢ એક જાગીર છે.

**ભાટીખાંપની**—ભુતીઆ, મુનાઇ, ટોરડા અને મુલોજ એ ચાર જાગીરો છે.

**સીસોદીયાખાંપની**—પુનાસણ, ઉઝ, ભુતાવડ, અને ટોરડા એ ચાર જાગીર છે.

**રડમલાવતખાંપની**—કોટડા, મસાલ, એ બે જાગીર છે.

**સોનગરાખાંપની**—બોલુંદરા એક જાગીર છે.

**હાડાખાંપની**—વલ્લાવાંટા એક જાગીર છે.

**શોલંકીખાંપની**—વાસણુ એક જાગીર છે.
**સોભાવતખાંપની**—માંકડી એક જાગીર છે.

---

**ભૂમીઆ જાગીરદાર**—ઇડરની ગાદી ઉપર રાઠોડ વંશના પહેલા રાજકર્તા રાવ સોનગજી જ્યારે સોમેત્રા ગામથી ઇડર આવ્યા અને ઇડરના તે વખતના ભીલરાજા સામળીયા સોઢને મારી રાજ્ય કબજે લીધું તે વખતે જે જે સરદારોએ રાવ સોનગજીની નોકરી બજાવી તેમને તથા તેમના વંશજને રાવ સોનગજીએ તથા તે પછીના ઇડરના રાવોએ જાગીરો આપી હતી તે પૈકીની હાલ જે જાગીરો છે તે તથા ભીલ રાજા સાંમલીઆ સોઢના વખતમાં જે ભીલ ઠાકરડાઓને જે જાગીરો અપાઇ હતી તે પૈકી જે જાગીરો હાલ કાયમ છે તે જાગીરોના જાગીરદારોને ભૂમીઆ નામથી ઓળખવામાં આવે છે. આવી જાગીરો હાલનિચે મુજબના ખાંપની છે.

રાઠોડ, વાઘેલા, રેવર, સોલંકી, ડાભી, બીઓલા, વંશ, રણા, ભાટી, ચુવાંણ, મારૂ, સીસોદીયા, જાદવ, મકવાંણા, જાડેચા, પુજારા, પગી, ખોખરીયા, ખાંટ, અને ગઢીઆ, એ રીતે છે.

**રાઠોડ ખાંપમાં**—પાલ ૧, વેરાબર ૨, પાહાલાટાકાટુકા ૩, ભુદેલી ૪, વસાઇ ૫, સમલાપૂર ૬, ભુરેલી ૭, ગાંભોઈ ૮, ખોડમ ૯, વાસણુ ૧૦, વાગડી ૧૧, દામાવાસ ૧૨, લીભોઈ ૧૩, કાબસુ ૧૪, હાથરોલ ૧૫ અને સાહેબપૂર ૧૬, એ જાગીરો છે આમાં કેટલીક જાગીરો ભાગીલી છે.

**વાઘેલા ખાંપમાં**—પોશીના ૧, દેરોલ ૨, ખેરોજ ૩, ગઢા ૪, ડોભાડા ૫, પરોયા ૬, આગીઆ ૭, રૂદ્રમાલા ૮, વરતોલ ૯, વીખરણ ૧૦, નાકોજ ૧૧ એ રીતે જાગીરો છે. આમાં કેટલીક જાગીરો ભાગીલી છે.

**રેવર ખાંપમાં**—ઘોરવાડા, મોરડુંગરા, સુદરપુર, વાંટડા, એ જાગીરો છે.
**સોલંકી ખાંપમાં**—મોટી મોરી એકજ જાગીર છે.
**ડાભી ખાંપમાં**—કુસકી, રૂદરડી, ભેટાલી, એ ત્રણ જાગીર છે.
**બીઓલા**—ગેંડ, વાંકાટીઆ એ બે જાગીર છે.
**વંશ**—સરવણા.
**રણા**—ધંબોલીઆ, રોધરા.
**ભાટી**—લાંક.
**ચુવાંણ**—નાંદીશણ, આશરોડીયા.
**મારૂ**—સુનક.
**સીસોદીયા**—નાની બેબાર, મોટી બેબાર.
**જાદવ**—ધારાપર.
**મકવાંણા**—કઠવાડીઅ.
**જાડેચા**—જાલીઆ, દેવનીમોરી, દહેગામડા, સામેરા, કારછા, વેણ-પુર, વણજર.
**પુજારા**—વગડી.
**પગી**—છભાઉ.
**બોખરીયા**—રેલ્લાવાડા.
**ખાંટ**—બેડજ
**ગઢીઆ**—ગઢા, મુસાર.

ઉપર મુજબ ભોમીઆ જાગીરો છે તેમાં કેટલીક જાગીરોમાં રાજ્ય ભાગ છે એટલે ભાગીલી જાગીરો ગણાય છે.



# જાહેર ખબર.

**ઈડર રાજ્યની ભૂગોળ**—આ પુસ્તક સંસ્થાન ઈડરની સ્કુલોમાં ટેક્ષબુક તરીકે ચલાવવા તથા ઈનામ અને લાઈબ્રેરીમાં રાખવા મંજુર થયેલ છે કિંમત દર ૧ પ્રતના રૂ. ૦—૩—૦ ત્રણ આના.

**ઈડર રાજ્યનો ઈતિહાસ** (પ્રથમ ભાગ) આ પુસ્તકમાં મહારાજા શ્રી ગંભીરસિંહજી સાહેબ સુધીની હકીકત આપેલી છે અને તેમાં ઈડર રાજ્યની સ્થાપનાની પ્રાચીન તથા અર્વાચીન હકીકત તથા અનુક્રમે માહારાજાઓનાં ચારીત્રો તેમણે કરેલા પરાક્રમો તથા તેમના સરદાર પટાવતોએ નિમકહલાલી અને વફાદારીથી બજાવેલી સેવાની હકીકત તથા રાજ્યને લગતી તમામ મહત્વની બાબતો દાખલ કરવામાં આવેલી હોવાથી આ પુસ્તક ઈડરની છુટક હકીકતવાળાં અન્ય પુસ્તકો કરતાં વધારે ઉપયોગી છે અને આ ઐતિહાસીક હકીકત બહુ ભાગે મનોરંજક વાર્તારૂપે વર્ણવેલી હોવાથી આ પુસ્તક જનસમાજને ઘણું ઉપયોગી થઈ પડે તેવું છે તેની કિંમત પાકા પુંઠાની રૂ. ૧) છ રાખવામાં આવી છે.

**ઈડર રાજ્યનો સંક્ષિપ્ત ઈતિહાસ**—આ પુસ્તક સંસ્થાન ઈડરની સ્કુલોમાં ટેક્ષબુક તરીકે ચલાવવા તથા ઈનામ અને લાઈબ્રેરી રાખવા મંજુર થયેલ છે કિંમત દર ૧ પ્રતના રૂ. ૦—/—૦.

પુસ્તકો સામટાં લેનારને આપવાનું કમીશન.

ઈડર રાજ્યની ભૂગોળ તથા સંક્ષિપ્ત ઈતિહાસ એ પુસ્તકો ૨) બેની કીંમતથી રૂ ૧૦) દશ સુધીની કિંમતનાં સામટાં ખરીદનારને સેંકડે દશ ટકા પ્રમાણે અને રૂ ૧૦) દસ ઉપરાંતનાં સાં ખરીદનારને સેંકડે સાડાબાર ટકા કમીશન આપવામાં આવશે. રૂ બેથી ઓછી કિંમતના પુસ્તકો ખરીદનારને કમીશન મળશે નહિ.

ઉપરના—પુસ્તકો મળવાનું ઠેકાણું:—

**ગોપાલદાસ જોગીદાસ રાજ્ય જોશી.**

**ઈડર રાજ્ય, મુઃ હીંમતનગર—(મહીકાંઠા)**